પચ્ચખ્ખાણ કર્યું હોય તે કહી પારવું તે લખીએ છીએ.

ઉગ્ગએસૂરે નમુક્કારસહિઅં પોરિસિં સાઢ્ઢપોરિસિં ગંઠસહિઅં મુઠ્ઠસહિઅં પચ્ચખ્ખાણ કર્યું ચઉવ્વીહાર આંબિલ નિવિ એકાસણું બેઆસણું કર્યું તિવિહાર પચ્ચખ્ખાણ ફાસિઅં, પાલિઅં, સોહિઅં, તીરિઅં, કિટ્ટિઅં, આરાહિઅં, જં ચ ન આરાહિઅં. તસ્સ મિચ્છામિ દુક્કડં.



# ૮૧ अथ रत्नाकर पच्चीशी.

## ઉપજાતિ વૃત્ત.

**શ્રેયઃ શ્રિયાં મંગલકેલિસદ્મ**—મોક્ષરૂપ લક્ષ્મિને મંગલિક ક્રીડાનું ઘર.

**નરેંદ્રદેવેંદ્રનતાંઘ્રિપદ્મ**—નરેંદ્રો તથા દેવેંદ્રો નમ્યા છે જેના ચરણ કમળને એવા.

**સર્વજ્ઞ સર્વાતિશય પ્રધાન**—સર્વજ્ઞ. સર્વ ચોત્રિસ અતિસયે કરી પ્રધાન.

**ચિરં જય જ્ઞાનકલાનિધાન—॥ ૧ ॥**—કેવળજ્ઞાન રૂપ કલાના નિધાન એવા હે સ્વામિ જયવંતા વર્તો. ॥ ૧ ॥

**જગત્રયાધાર કૃપાવતાર**—ત્રણ જગતના આધાર તથા કૃપાવતાર

**દુર્વારસંસારવિકારવૈદ્ય**—દુઃખે વારવા યોગ્ય એવા સંસારના રોગાદિ વિકારને મટાડવાને વૈદ્ય સમાન એવા.

**શ્રીવીતરાગ ત્વયિ મુગ્ધભાવાત્**—હે શ્રીવીતરાગ ? તમારા આગળ ભોલા ભાવે.

**વિજ્ઞ પ્રભો વિજ્ઞપયામિ કિંચિત્—॥૨॥**—હે વિશેષ જાણ? હું કાંઇક વિનંતિ કરૂં છું. ॥ ૨ ॥

**કિંબાલલીલાકલિતો ન બાલઃ**—બાલ લીલાએ મુક્ત એવો બાળક શું ન.

**પિત્રોઃ પુરો જલ્પતિ નિ ર્વિકલ્પઃ**—વિચાર રહિતપણે મા બાપ આગલ બોલે. [સાચું કહું છું.

**તથા યથાર્થં કથયામિ નાથ**—તેમજ હે નાથ ! હું પણ સાચે

**નિજાશયં સાનુશયસ્તવાગ્રે—॥૩॥**—તમારા આગળ પશ્ચાતાપ સહિત મારા અભિપ્રાયને. ॥૩॥

**દત્તં ન દાનં પરિશીલિતં ચ**—દાન ન દીધું તથા પાલ્યું.

**ન શાલિ શીલં ન તપોઽભિતપ્તં**—નહીં રૂડું શીલ તથા તપ ન કીધો.

**શુભો ન ભાવોઽપ્યભવદ્ભવેઽસ્મિન્**—આ ભવને વિષે સારો ભાવ પણ ન ભાવ્યો.

**વિભો મયા ભ્રાંતમહો મુધૈવ—॥૪॥**—હે પ્રભુ ? હું સંસારમાં ફોગટજ ભમ્યો ખેદની વાત! ॥ ૪ ॥

**દગ્ધોઽગ્નિના ક્રોધમયેન દષ્ટો**—ક્રોધરૂપ અગ્નિયે કરી હું બળ્યો તથા મને કરડ્યો.

**દુષ્ટેન લોભાખ્યમહોરગેણ**—દુષ્ટ એવો લોભ નામનો મહોટોસર્પ

**ગ્રસ્તોઽભિમાનાજગરેણ માયા**—અભિમાન રૂપ અજગરથી હું ગળાયો તથા માયારૂપ.

**જાલેન બદ્ધોઽસ્મિ કથં ભજે ત્વામ્—॥૫॥**—જાળ વડે હું બંધાયોછું હે નાથ! હું તમને કેવી રીતે ભજું. ॥ ૫ ॥

**કૃતં મયામુત્ર હિતં ન ચેહ**—મેં પરલોકને વિષે સુખદાયક કંઈ ન કીધું તથા આ.

**લોકેઽપિ લોકેશ સુખં ન મે ઽભૂત્**—લોકને વિષે પણ હે લોકના નાથ મને સુખ થયું નહીં.

**અસ્માદૃશાં કેવલમેવ જન્મ**—અમારા સરખાનો જન્મ ફોગટજ

**જીનેશ જજ્ઞે ભવપૂરણાય—॥૬॥**—હે જીનેશ ! ભવ પુરવાને માટેજ થયો. ॥ ૬ ॥

મન્યે મનો યન્ન મનોજ્ઞવૃત્તં—હું માનું છું કે મારૂં મન મનો-
 વૃત નથી જે કારણ માટે.

ત્વદાસ્યપીયૂષમયૂખલાભાત્—તમારા મુખરૂપ ચંદ્ર અમૃતના
 કિરણો પામે થકે.

દ્રુતં મહાનંદ રસં કઠોર—ગ્રહણ કર્યું છે મહાનંદ રસને તે માટે
 કઠોર છે.

અસ્માદૃશાં દેવ તદશ્મતોऽપિ—॥૭॥—અમારા સરખાનું મ-
 ન હે દેવ ! પથ્થરથી પણ વધારે કઠોરછે. ॥ ૭ ॥

ત્વત્તઃસુદુઃપ્રાપમિદંમયાપ્તં—તમારા થકી અતિ દુઃખે પામવા
 યોગ્ય આ હું પામ્યો જે.

રત્નત્રયં ભૂરિ ભવભ્રમેણ—ઘણા ભવ ભમિને જ્ઞાન, દર્શન,
 ચારિત્રરૂપ રત્ન ત્રયી.

પ્રમાદનિદ્રાવશતો ગતં તત્—તે રત્નત્રયી પ્રમાદ રૂપ નિદ્રાના
 વશ થકી ફોગટ ગમાવી.

કસ્યાગ્રતો નાયક પૂત્કરોમિ—॥ ૮ ॥—હે નાયક ! હું હવે કો-
 ની આગળ પોકાર કરૂં. ॥ ૮ ॥

વૈરાગ્યરંગઃ પરવંચનાય—વૈરાગ્યનો રંગ તે લોકોને છેતરવા-
 ને અર્થે થયો.

ધર્મોપદેશો જનરંજનાય—ધર્મનો ઉપદેશ લોકોને રાજી કરવાને
 અર્થે થયો.

વાદાય વિદ્યાધ્યયનં ચ મેઽભૂત્—મારો વિદ્યાભ્યાસ તે વાદને
 અર્થે થયો.

કયદ્બ્રુવે હાસ્યકરં સ્વમીશ—॥ ૯ ॥—હે ઇશ ! મારા હા-

સ્યકારક કૃત્યો કેટલા કહું. ॥ ૯ ॥

**પરાપવાદેન મુખં સદોષં**—પારકાની નિંદા કરીને મુખને દૂષણ સહિત કર્યું.

**નેત્રં પરસ્ત્રીજનવીક્ષણેન**—તથા પરસ્ત્રીના રૂપ વિગેરે જોવાથી આંખો દૂષણ યુક્ત કરી

**ચેતઃ પરાપાયવિચિંતનેન**—પારકાનું માઠું ચિંતવવાથી મનને દૂષણ યુક્તકર્યું.

**કૃતં ભવિષ્યામિ કથં વિભોઽહં॥૧૦॥**—એ પ્રમાણે કર્યું છે. હે પ્રભુ મારૂં શું થશે. ॥ ૧૦ ॥

**વિડંબિતં યત્સ્મરઘસ્મરાર્તિ**—વિડંબના કીધી જે કંદર્પ રૂપ શત્રુની વેદનાની.

**દશાવશાત્સ્વં વિષયાંધલેન**—દશશા વશ થકી વિષયમાં અંધ થયે થકે મારી જાતુને.

**પ્રકાશિતં તદ્ભવતો હ્રિયૈવ**—તે તમારી આગળ લજ્જાએ કરીનેજ પ્રકાશ્યું.

**સર્વજ્ઞ સર્વં સ્વયમેવ વેત્સિ—॥ ૧૧ ॥**—હે સર્વજ્ઞ ! તમેતો તરી મેળેજ સર્વ જાણો છો. ॥ ૧૧ ॥

**ધ્વસ્તોઽન્યમંત્રૈઃ પરમેષ્ઠિમંત્રઃ**—અન્ય મંત્રોયે કરી પરમેષ્ઠિ મંત્ર જે નવકાર મંત્ર તેનો અનાદર કર્યો.

**કુશાસ્ત્રવાક્યૈર્નિહિતાગમોક્તિઃ**—કુશાસ્ત્રના વાક્યોયે કરીને આગમ વચન ન આદર્યું.

**કર્તું વૃથા કર્મ કુદેવસંગાત્**—દુષ્ટ દેવની સોબતથી ફોકટ પાપ કર્મ કરવાને.

**અવાંછિ હે નાથ મતિભ્રમો મે—॥ ૧૨ ॥**—મેં વાંછા કીધી. હે નાથ ! આ મારી મતિનો વિભ્રમ થયો. ॥ ૧૩ ॥

**વિમુચ્ય દગ્લક્ષ્યગતં ભવંતં**—નેત્રના માર્ગને વિષે રહેલા તમોને મુકી દઇને.

**ધ્યાતા મયા મુઢધિયા હૃદંતઃ**—મૂઢ બુદ્ધિવાળો જે હું તેણે અંતઃકરણમાં ચિંતવ્યા.

**કટાક્ષવક્ષોજગભીરનાભિ**—નેત્રના વિકાર, સ્તન, ગંભીરનાભિ.

**કટીતટીયાઃ સુદશાં વિલાસાંઃ ॥ ૧૩ ॥**—મનોહર સ્રીયોના કટી પ્રદેશ તથા વિલાસો. ॥ ૧૩ ॥

**લોલેક્ષણાવકત્રનિરીક્ષણેન**—ચપલ નેત્રોયે કરી મુખ પ્રમુખ જોવાથી.

**યો માનસે રાગલવો વિલગ્નઃ**—મનને વિષે જે રાગનો અંશ માત્ર લાગ્યો.

**ન શુદ્ધસિદ્ધાંતપયોધિ મધ્યે**—તે ન ગયો શુદ્ધ સિદ્ધાંત રૂપ સમુદ્રને વિષે.

**ધૌતોઽપ્યગાત્તારક કારણં કિં—॥૧૪॥**—ધોયાં છતાં પણ (ન ગયો) હે તારક તેનું શું કારણ છે. ॥૧૪॥

**અંગં ન ચંગં ન ગણો ગુણાનાં**—શરીર મનોહર નથી. ગુણોનો સમુહ પણ નથી.

**ન નિર્મલઃ કોપિકલાવિલાસઃ**—વળી કોઇ પૂણ સારિ કલાનો વિલાસ નથી.

**સ્ફુરત્પ્રધાન પ્રભૂતા ચ કાપિ—**(સ્ફુરત્પ્રધાન પ્રભૂતા) બલી કાંતિ તથા પ્રભૂતા પણ કોઇ નથી (મનોહર અને શ્રેષ્ઠ એ-

વી પ્રભુતા).

**તથા પ્યહંકારકદર્થિતોઽહં—॥૧૫॥**—તેમ છતાં પણ એટલે ગુણ વિના પણ હું કદર્થના પામ્યો છું. ॥૧૫॥

**આયુર્ગલત્યાશુ ન પાપબુદ્ધિ**—આયુષ્ય જલદી જાય છે પણ પાપ બુદ્ધિ જતી નથી.

**ર્ગતં વયો નો વિષયાભિલાષઃ**—ઉમર ગઇ પણ વિષયની વાંછા ગઇ નહીં.

**યત્નશ્ચ ભૈષજ્યવિધૌ ન ધર્મે**—ઔષધ કરવામાં પ્રયત્ન કર્યો પણ ધર્મને વિષે ન કર્યો.

**સ્વામિન્મહામોહવિડંબના મે—॥ ૧૬ ॥**—હે સ્વામી! મહોટા મોહની મને પીડા છે. ॥૧૬॥

**નાઽત્મા ન પુણ્યં ન ભવો ન પાપં**—આત્મા નથી, પુણ્ય નથી. ભવ નથી, પાપ નથી.

**મયા વિટાનાં કટુગીરપીયં**—એવી દુષ્ટ લોકોની માઠી વાણી પણ પીધી એટલે અંગિકાર કરી.

**અધારિ કર્ણે ત્વયિ કેવલાર્કે**—તથા ધારણ કરી તમારો કેવળ જ્ઞાનરૂપી સૂર્ય.

**પરિસ્ફુટે સત્યપિ દેવ ધિક્ માम्—॥૧૭॥**—પ્રગટપણે વર્તતે છતે, હે દેવ! મને ધિક્કાર હજો. ॥ ૧૭ ॥

**ન દેવપૂજા ન ચ પાત્રપૂજા**—દેવ પૂજા ન કીધી તેમજ સુપાત્રદાન ન દીધું.

**ન શ્રાદ્ધધર્મશ્ચ ન સાધુધર્મઃ**—શ્રાવકનો ધર્મ ન પાળ્યો તેમજ સાધુનો ધર્મ પણ ન પાળ્યો.

**લબ્ધ્વાપિ માનુષ્યમિદં સમસ્તં**—આ મનુષ્ય જન્મ પામીને પણ સઘળો.

**કૃતં મયાઽરણ્યવિલાપતુલ્યં-॥૧૮॥**—અરણ્યમાં વિલાપની માફક ફોગટ મેં ગમાવ્યો. ॥ ૧૮ ॥

**ચક્રે મયા સત્સ્વપિ કામધેનુ**—મેં કરી અસત્ય ખોટી એવી પણ કામધેનુ.

**કલ્પદ્રુચિંતામણિષુ સ્પૃહાર્ત્તિઃ**—કલ્પવૃક્ષ અને ચિંતામણિ રત્ન તેઓને વિષે વાંછા કરવાથી પીડા.

**ન જૈનધર્મે સ્ફુટશર્મદેઽપિ**—પણ પ્રગટ સુખનો કરનાર એવો જૈન ધર્મ તેને વિષે વાંછા ન કીધી.

**જીનેશ મે પશ્ય વિમૂઢભાવં—॥૧૯॥**—હે જીનેશ ? મારૂં મૂર્ખ પણું તો જુઓ. ॥૧૯॥

**સદ્ભોગલીલા ન ચ રોગકીલા**—રૂડા ભોગની લીલાઓ ચિંતવી પણ રોગરૂપી ખીલાના ઉપાય ન ચિંતવ્યા.

**ધનાગમો નો નિધનાગમશ્ચ**—પૈસાના આવવાનો વિચાર કીધો પણ મરણ આવશે તે વિચાર ન કીધો.

**દારા ન કારા નરકસ્ય ચિત્ત**—મનમાં સ્ત્રી ચિંતવી પરંતુ તેવી નરકરૂપ બંદિખાનું પામીશ તે ન ચિંતવ્યું.

**વ્યચિંતિ નિત્યં મયકાઽધમેન—॥૨૦॥**—અધમ એવો હું જે તેણે એમ નિરંતર ચિંતવ્યું ॥૨૦॥

**સ્થિતં ન સાધોર્હૃદિ સાધુવૃત્તાત્**-ભલી રીતે સાધુ વૃત્તિ પણ હૃદયમાં ન રહી વૃત્તથી પણ.

**પરોપકારાન્ન યશો ઽર્જિતંચ**—પરોપકાર કરવાથી પણ જશ ન

મેળવ્યો.

**કૃતં ન તીર્થોદ્ધરણાદિ કૃત્યં**—તિર્થનો ઉદ્ધાર વિગેરે કરવા યોગ્ય કાર્ય પણ ન કર્યાં.

**મયા મુધા હારિતમેવ જન્મ-॥૨૧॥**—મેં ફોગટજ જન્મ ગમાયો. ॥૨૧॥

**વૈરાગ્યરંગો ન ગુરૂદિતેષુ**—ગુરૂના ઉપદેશ વચનથી સંસારથી વિરક્તભાવ તેનો રંગ ન ધર્યો.

**ન દુર્જનાનાં વચનેષુ શાંતિઃ**—તથાં દુષ્ટ લોકોના વચનોને વિષે શાંતિ ન આણી.

**નાઽધ્યાત્મલેશો મમ કોપિ દેવ**—હે દેવ? મને અધ્યાત્મનો લેશ પણ ન થયો.

**તાર્યઃ કથંકારમયં ભવાબ્ધિઃ-॥૨૨॥**—માટે કેમ કરી આ ભવ સમુદ્ર તરાય. ॥૨૨॥

**પૂર્વે ભવેઽકારિ મયા ન પુણ્યં**—ગયા ભવમાં, મેં કાંઈ પુણ્ય કીધું નથી.

**આગામિજન્મન્યપિ નો કરિષ્યે**—આવતા ભવમાં પણ કાંઇ પુણ્ય હું કરીશ નહીં.

**યદીદશોહં મમ તેન નષ્ટા**—જો હું એ પ્રકારે છું તે કારણ માટે મારે નાશ પામ્યા.

**ભૂતોદ્ભવદ્ભાવિભવત્રયીશ-॥૨૩॥**—હે ઇશ! ગયો ભવ, આ ભવ અને આવતો ભવ એ ત્રણે ભવ. ॥૨૩॥

**કિંવા મુધાઽહં બહુધા સુધાભુક્**—હે દેવ! મેં કેમ અથવા ફોગટ ઘણે પ્રકારે.

**પૂજ્ય ત્વદગ્રે ચરિતં સ્વકીયં**—હે પૂજ્ય! તમારી આગળ મારૂં ચરિત્ર.

**જલ્પામિ યસ્માત્ ત્રિજગત્સ્વરૂપ**—બોલું છું. જે કારણ માટે ત્રણ જગતના સ્વરૂપના.

**નીરૂપકસ્ત્વં કિયદેતદત્ર—॥૨૪॥**—નિરૂપક જોનાર તમે છો. માટે અહીંઆં મહારૂં કહેવું તે કોણ માત્ર છે. ॥૨૪॥

**દીનોદ્ધાર ધુરંધર સ્ત્વદપરો નાસ્તે મદન્યઃ કૃપા**—દીન પુરૂષોનો ઉદ્ધાર કરવામાં અગ્રેસર તમારા વિના બીજો કોઇ નથી અને મારા વિના કૃપાનું.

**પાત્રં નાત્રજને જીનેશ્વર તથાપ્યેતાં ન યાચે શ્રિયં**—પાત્ર આ લોકમાં બીજું કોઈ નથી. હે જીનેશ્વર? તો પણ હું તે પ્રસિદ્ધ લક્ષ્મિને માગતો નથી.

**કિંત્વર્હન્નિદમેવ કેવલમહો સદ્બોધિરત્નં શિવં**—પરંતુ હે અરિહંત! ફક્ત આશ્ચર્યકારી મોક્ષનું કારણ એવું ભલું સમકીત રૂપ રત્નને.

**શ્રીરત્નાકરમંગલૈકનિલયશ્રેયસ્કરં પ્રાર્થયે–॥ ૨૫ ॥**—હે મોક્ષરૂપ લક્ષ્મિના સમૂહ! હે મંગલિકના એક ધામ! મંગલીકના કરનાર તે સમકિત રત્નની હું પ્રાર્થના કરૂંછું. સ્તોત્ર કર્તાએ પોતાનું નામ રત્નાકર સુરિ છે એમ સુચવ્યું છે.

સ્તોત્રના પહેલી ૨૪ ગાથા ઉપજાતિ વૃતમાં છે અને પચીસમી શાર્દૂલ વિક્રીડિત છંદ છે.

**॥ ઇતિ શ્રી રત્નાકર પચ્ચીશી સંપૂર્ણ. ॥**

---

# विविध बोल संग्रह.

## १ समकितना ६७ बोल.

૪ સદ્દહણા. ૩ લિંગ. ૧૦ વિનય. ૩ શુદ્ધિ.
૫ દૂષણ. ૮ પ્રભાવક. ૫ ભૂષણ. ૫ લક્ષણ.
૬ જતના. ૬ આગાર. ૬ ભાવના. ૬ સ્થાન.

૪ **સદ્દહણા**—૧ જીવાદિક નવ તત્વનો અભ્યાસ કરવો, વિચાર કરવો. ૨ સાધુ મુનીરાજની શેવા કરવી. ૩ પાસથ્થા, કુશીલીઆ, વેશવીડંબક એવા સમકિતથી ભ્રષ્ટનો સંગ કરવો નહીં ૪ અન્યદર્શની, મિથ્યા દ્રષ્ટીનો સંગ ન કરવો.

૩ **લિંગ**—૧ સિદ્ધાંત=વીતરાગની વાણી સાંભળવાની અતિ અભિલાષા. ૨ ચારિત્ર ધર્મ=વ્રત પચ્ચખ્ખાણ કરવાની અતિ અભિલાષા. ૩ દેવ ગુરૂ પ્રમુખ ઉત્તમ પુરૂષોની સાર સેવા કરવામાં સાવધાન.

૧૦ **વિનય**—૧ અરિહંત દેવનો. ૨ સિદ્ધ ભગવાનનો. ૩ જીન પ્રતિમાનો. ૪ શ્રુત ધર્મનો. ૫ ચારિત્ર ધર્મનો. ૬ સર્વ સાધુનો. ૭ આચાર્યનો. ૮ ઉપાધ્યાયનો. ૯ ચતુર્વીધ સંઘનો. ૧૦ સમ્યક દર્શનનો.

**વિનય=શેવા, ભક્તિ બહુમાન, અંતરંગ પ્રેમ, ગુણગ્રામ કરવા તથા અવગુણ છોડવા, આશાતના ટાળવી. તેમાં દેવની ૮૪ અને ગુરૂ સંબંધી ૩૩ આશાતના ટાળવી.**

૩ **શુદ્ધિ**—૧ મનશુદ્ધિ=વીતરાગનો ભાખ્યો ધર્મ સાર છે બીજું

કઇ સંસારમાં સાર નથી એવો ઉપભાવ તે. ૨ વચન શુદ્ધિ =જીનધર્મ આરાધતાં કલ્યાણ નહીં હોય તો બીજાથી કેમ હોય. કલ્યાણ તો વીતરાગના ધર્મ થકીજ છે બીજાથી કલ્યાણ નથી એમ કહેવું તે. ૩ કાય શુદ્ધિ=કોઇ છેદો, ભેદો અનેક પ્રકારની પીડા ઊપજાવો, પણ વીતરાગ વીના બીજાની આગળ મસ્તક ન નમાવવું તે.

૫ દૂષણ—૧ શંકા=વીતરાગના વચનમાં શંસય કરવો. ૨ કાંક્ષા=જીનમત વીના બીજા મતની વાંછા કરવી. ૩ વિચિકિત્સા=ધર્મના ફળ વિષે સંદેહ કરવો. ૪ પ્રશંસા=કુલિંગી, દર્બલિંગી પાખંડી લોકોની પ્રશંસા કરવી. ૫ સંસ્તવ=ઉપર બતાવેલા પાખંડી લોકનો પરિચય કરવો.

**આ ઉપર લખેલાં પાંચ દૂષણો સર્વ જણે વર્જવાં.**

૮ **પ્રભાવક**—૧ જીનમત પરમતના શાસ્ત્રનો જાણ. ૨ ધર્મ ઉપદેશનો દેનાર. ૩ ન્યાયથી વાદ કરનાર. ૪ નિમિત્તનો જાણ. ૫ ક્ષમાવંત નિર્લોભી, તપસ્વી. ૬ વિદ્યા મંત્રનો જાણ હોય. ૭ સિદ્ધ સપજ (આકાશ પ્રદેશની વિદ્યાએ સહીત.) ૮ કવિ.

**ઉપર કહેલા આઠ જીનમત દીપાવનાર કહીએ. એવા થવાનો ઉદ્યમ કરવો જેથી જીનધર્મ દીપાવવામાં આવે અથવા એવા પુરૂષોની તેમના સમકીતવંત ગુણ જોઇને શેવા કરવી.**

૫ **ભૂષણ**—૧ જિન માર્ગને વિષે કુશળ હોય. ૨ જિન શાસનની પ્રભાવના=દીપાવવું અથવા વૃદ્ધિ થાય તેમ કરવું. ૩ ગીતાર્થ મુનિરાજ અને તીર્થની શેવા કરવી. ૪ જૈન ધર્મને

વિષે દ્રઢતા રાખવી. ૫ દેવ, ગુરૂ તથા સિદ્ધાંતનો વિનય વૈયાવચ્ચ કરવો.

૫ **લક્ષણ**—૧ ઉપસમ=ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયનું ટાળવું તે. ૨ સંવેગ=મોક્ષના સુખની અભિલાષા રાખવી. ૩ નિર્વેદ=સંસારના દુઃખ થકી ઉદાસ રહેવું. ૪ અનુકંપા=જીવને દુઃખ થકી નિવારણ કરવાની ઇચ્છા અર્થાત સર્વ જીવને વિષે દયા ભાવ રાખવો. ૫ આસ્તિકય=શ્રી વીતરાગે ભાખ્યું તે સત્ય છે જુઠું કાંઇ પણ નથી એવી દ્રઢ આસ્થા રાખવી.

૬ **જતના**—૧ પરતીર્થિકાદિવંદન=અન્યતીર્થિ, અન્યતીર્થિના દેવ તથા અન્યતીર્થિની ગ્રહણ કરેલી પ્રતિમાને વંદન કરવું નહીં =તેમની આગળ બે હાથ જોડવા નહીં. ૨ નમસ્કરણં=તેમને નમસ્કાર કરવો નહી=તેમની આગળ માંથું નમાવવું નહીં. ૩ આલાપનં=તેમની સાથે પ્રથમ બોલવું નહીં. ૪ સંલાપનં=તેમની સાથે વારંવાર બોલવું નહીં. ૫ અશનાદિદાનં=ખાવાપીવાનું ધર્મ બુદ્ધિએ આપવું નહીં. ૬ ગંધપુષ્પાદિ પ્રેરણં=તેમને ગંધપુષ્પાદિ મોકલવા નહીં.

૬ **આગાર**—૧ રાજા ભિયોગ=રાજાના કહેવાથી કરવું. ૨ ગણાભિયોગ=ઘણા લોકોના કહેવાથી કરવું. ૩ બળાભિયોગ=બળવાનના કહેવાથી કરવું. ૪ સુરાભિયોગ=દેવતાદિકની હઠથી કરવું. ૫ કાંતારવૃત્તિ=આજીવિકાને વાસ્તે કરવું. ૬ ગુરૂનિગ્રહ=માતાપીતા કળાચાર્ય પ્રમુખના કહેવાથી કરવું.

**આ છ આગાર પોતાની મરજી ન છતાં લાચારીથી પણ કોઇના કહેવાથી સેવવા.**

६ **ભાવના**—૧ સમક્તિ કેવું છે ચારિત્ર ધર્મરૂપી ઝાડનું મુળ છે. ૨ સમક્તિ કેવું છે તો ચારિત્ર ધર્મરૂપી નગરમાં પેસવાનું બારણું છે. ૩ સમક્તિ ચારિત્ર ધર્મરૂપી મેહેલનો મુળ પાયો છે. ૪ સમક્તિ જ્ઞાન ચારિત્રાદિ ગુણરૂપ રત્નનો નિધિ છે. ૫ સમક્તિ કેવું છે તો ચારિત્ર રૂપી જીવતપણાનો આધાર છે. ૬ સમકિત શ્રૂત ચારિત્ર રૂપી રસનું પાત્ર છે.

૬ **સ્થાન**—૧ જીવ છેજ. ૨ જીવ નિત્ય છે. ૩ જીવ કર્મનો કર્તા છે. ૪ જીવ કર્મનો ભોગવનાર છે. ૫ જીવને મોક્ષ છે. ૬ જીવને મોક્ષનો ઉપાય છે=કર્મ રહિત થવાનો ઉપાય છે.

**શો ઉપાય છે?સમ્યગ્, જ્ઞાન, દર્શન અને ચારિત્ર.**

**(ઇતિ સમકિતના ૬૭ બોલ સંપૂર્ણ.)**

# २ भवाभिनंदी जीवोनां लक्षण.

પાંચ ઇંદ્રિઓનાં વિષય સુખ પરમારથે કરી દુઃખકારી છે તો પણ તેને વિષે જે જીવો સુખની બુદ્ધિએ કરીને આનંદ માને છે તેને **ભવાભિનંદી કહીએ.** તેનાં લક્ષણ નીચે મુજબ.

૧ **આહારને અર્થે**=જે હું સામાયક પોસો તથા દેશાવકાસાદિક ધર્મ કરણી કરીશ તો જમવાનું મળશે એવી વિચારણાથી ધર્મ કરણી કરવી તે.

૨ **પૂજાવાને અર્થે**=જે હું ધર્મ કરણી કરીશ તો લોકમાં પૂજનીક થઇશ એવો અભિપ્રાય રાખવો તે.

૩ **ઉપધી**=વસ્ત્ર પાત્રાદિકને અર્થે ધર્મ કરણી કરવી તે.

૪ રિદ્ધિ ગારવ=શ્રાવક પોતાના કરવાને અર્થે જે ધર્મ કરણી કરીશ તો આ શ્રાવક મારા થશે અને એમનાથી મારૂં ગુ-જરાન થશે એવી બુદ્ધિએ કરીને ધર્મ કરણી કરવી તે.

૫ ક્ષુદ્ર=અગંભીર હોય=પારકાં છીદ્ર ખોળતો ફરે અને લોકોના કિંચિત્ અવગુણ દેખી લોકોની આગળ વિશેષ પણે કહેતો ફરે અને પોતાના અવગુણ ઢાંકે અને પોતાના ગુણનો ઉત્કર્ષ કરે=હરેક રીતે પોતાનો ગુણ પ્રગટ થાય એમ લોકો આગળ બોલવું તે.

૬ લોભને વિષે પુદ્ગળ ભાવને વિષે=ધન, ધાન્ય, વસ્ત્ર, પાત્ર, જશ, કીર્તિ મેળવવાને વિષે તત્પર=લીન=આસક્ત રહેવું તે.

૭ દીન=પુદ્ગળ ભાવના વિયોગે કરીને રાંક=આગામી કાળની ચિંતા કરે કે હાય હાય હું શું ખાઈશ અને હવે હું કેમ કરીશ, હવે મારા કુટુંબનો નિર્વાહ કેમ ચાલશે એવી ચિંતા કરે પણ આત્મ સ્વરૂપનો કોઇ પણ વિચાર કરે નહીં તે.

૮ મત્સરી=પારકા ગુણને ન સહે તે.

૯ ભયવાન=પુદ્ગલાદિક વસ્તુના વિયોગનો ભય કરવો તે.

૧૦ શઠ=કપટી.

૧૧ અજ્ઞાની=સર્વ વસ્તુનો અજાણ.

ઉપર લખેલાં અગીયાર લક્ષણો હરેક જણે વર્જ-વાં અને ધર્મ કરણી કરતાં તો વિશેષપણે વર્જવાં.

( ઇતિ ભવાભિનંદી જીવોનાં લક્ષણ સંપૂર્ણ. )

# ૩ मिथ्यात्वना ४ बोल.

૧ પ્રરૂપણા મિથ્યાત્વ—શ્રી જીનેશ્વર મહારાજે ભાષિત જે અર્થ તે થકી અવળી પ્રરૂપણા કરવી તે. [ણી કરવી તે.

૨ પ્રવર્તન મિથ્યાત્વ—લૌકિક તથા લોકોત્તર મિથ્યાત્વની કર-

૩ પરિણામ મિથ્યાત્વ—મનમાં=પરિણામમાં જાુઠો હઠવાદ રાખવો અને કેવળી મહારાજે પ્રરૂપ્યા એવા નવ તત્વના અ-ર્થ યથાર્થ સદહવા નહીં તે. [પ્રકૃતિ તે.

૪ પ્રદેશ મિથ્યાત્વ—સત્તાગતમાં રહેલી મોહની કર્મની સાત

( ઇતિ મિથ્યાત્વના ૪ બોલ સંપૂર્ણ. )

# ४ मार्गानुसारीना ३५ बोल.

૧ ન્યાય સંપન્ન વિભવ=ન્યાયથી ધન મેળવવું=સ્વામિ દ્રોહ, મિત્રદ્રોહ, વિશ્વાસીને ઠગવું, ચોરી કરવી, થાપણ ઓળવવી વિગેરે નિંદવા યોગ્ય કામ ત્યાગ કરીને ધન ઉપાર્જન કરવું.

૨ શિષ્ટાચાર પ્રશંસા=ઉત્તમ પુરૂષોનાં આચરણના વખાણ કરવા.

૩ સરખા કુળાચાર વાળા પણ અન્ય ગોત્રી સાથે વિ-વાહ કરવો.

૪ પાપના કામથી ડરવું.

૫ પ્રસિદ્ધ દેશાચાર પ્રમાણે વર્તવું.

૬ કોઇનો અવર્ણ વાદ બોલવો નહીં.

૭ જે ઘરમાં પેસવા નિકળવાના અનેક રસ્તા નથી ત-થા જે ઘર અતિ ગુપ્ત અને અતિ પ્રગટ ન હોય

અને પાડોશી સારા હોય તેવા ઘરમાં રહેવું.

૮ સારા આચરણવાળા પુરૂષોની સોબત કરવી.

૯ માતા તથા પિતાની પુજા કરવી=તેમનો સર્વ રીતે વિનય સાચવવો અને તેમને પ્રસન્ન રાખવા.

૧૦ ઉપદ્રવવાળા સ્થાનકનો ત્યાગ કરવો=લડાઇ, દુકાળ વિગેરે અડચણવાળાં ઠેકાણાં છોડવાં.

૧૧ નિંદિત કામમાં ન પ્રવર્તવું=નિંદવા યોગ્ય કામ ન કરવાં.

૧૨ આવક પ્રમાણે ખરચ રાખવું. [રાખવી.

૧૩ ધનને અનુસરતો વેષ રાખવો=પેદાશ પ્રમાણે પોશાકી

૧૪ આઠ પ્રકારના બુદ્ધિના ગુણને સેવવા તે આઠ ગુણનાં નામ—૧ શાસ્ત્ર સાંભળવાની ઇચ્છા. ૨ શાસ્ત્ર સાંભળવું. ૩ તેનો અર્થ સમજવો. ૪ તે યાદ રાખવો. ૫ ઉહ=તેમાં તર્ક કરવો તે સામાન્ય જ્ઞાન. ૬ અપોહ=વિશેષ જ્ઞાન. ૭ ઉહા પોહથી સંદેહ ન રાખવો. ૮ તત્વ જ્ઞાન=આ વસ્તુ આમજ છે એવો નિશ્ચય કરવો.

૧૫ નિત્ય ધર્મને સાંભળવો જેથી બુદ્ધિ નિર્મળ થાય.

૧૬ પહેલાં જમેલું ભોજન પચી જાય ત્યાર પછી નવું ભોજન કરવું.

૧૭ જ્યારે ખરી ભુખ લાગે ત્યારે ખાવું, પણ એકવાર ખાધા પછી તરતજ મીઠાઇ વિગેરે આવેલું જોઇ લાલચથી તે ઉપર ખાવું નહીં કારણ કે અપચો થાય.

૧૮ ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગને સાધવા.

૧૯ અતિથિ તથા ગરીબને અન્નપાનાદિ આપવું.

૨૦ નિરંતર અભિનિવેષ રહિત રહેવું=કોઇને પરાભવ કરવાના પરિણામે કરી અનીતિથી કામનો આરંભ કરવો નહીં તે.
૨૧ ગુણી પુરૂષોનો પક્ષપાત કરવો=તેમનું બહુ માન કરવું.
૨૨ નિષિદ્ધ દેશકાળનો ત્યાગ કરવો=રાજા તથા લોકોએ નિષેધ કરેલા દેશકાળમાં જવું નહીં.
૨૩ પોતાની શક્તિને અનુસરીને કામનો આરંભ કરવો.
૨૪ પોષણ કરવા યોગ્ય એવાં માતાપિતા સ્ત્રી પુત્રાદિકનું ભરણ પોષણ કરવું.
૨૫ વૃત્તને વિષે રહેલા તથા જ્ઞાને કરી મોટા એવા પુરૂષોને પૂજવા=તેમનો સારી રીતે વિનય સાચવવો.
૨૬ દીર્ઘદર્શી=જે કોઇ કામ કરે તેમાં લાંબી દ્રષ્ટી ફેરવી તેનાં શુભાશુભ ફળનો તપાસ કરી ચાલવું.
૨૭ વિશેષજ્ઞ=દરેક વસ્તુનો તફાવત સમજી પોતાના આત્માના ગુણદોષનો તપાસ કરવો. [કારને સમજવો.
૨૮ કૃતજ્ઞ ( કર્યા કામનો જાણ )=કરેલા ઉપકારને તથા અપ-
૨૯ લોકપ્રીય—વિનયાદિ ગુણેકરી લોકપ્રીય થવું.
૩૦ લજ્જાળુ (લાજવાળો)—લાજમર્યાદામાં રહેવું.
૩૧ દયાળુ—દયાભાવ રાખવો. [દર આકાર રાખવો.
૩૨ સુંદર આકૃતિવાન—ક્રુર આકૃતિનો ત્યાગ કરી શરીરનો સું-
૩૩ પરોપકારી—પરને ઉપકારી થવું.
૩૪ અંતરંગારિજિત—કામ, ક્રોધ, લોભ, માન, મદ તથા હર્ષ એ ૭ અંતર વેરીને જીતવા.
૩૫ વશીકૃતેંદ્રિયગ્રામ—ઇંદ્રીયોના સમુહને વશ કરવા=સર્વે ઇ-

દ્રિયોને વશ કરવાનો અભ્યાસ કરવો.

બાળજીવોને મોંઢે કરવા સુગમ પડે માટે ઉપરના માર્ગાનુસારીના પાંત્રીસબોલ સંક્ષેપથી લખ્યા છે. વિવરણ ગ્રંથાંતરોમાંથી જોઇ લેવું.

(ઇતિ માર્ગાનુસારીના પાંત્રીસ બોલ સંપૂર્ણ.)

# ૯ जीव विचारना बोल.

૧ **જીવના બે ભેદ**—૧ સંસારી. ૨ મોક્ષના.

૨ **સંસારના બે ભેદ**—૧ સ્થાવર ૨ ત્રસ.

૩ **સ્થાવરના પાંચ ભેદ**—૧ પૃથ્વીકાય. ૨ અપકાય. ૩ તેઉકાય. ૪ વાઉકાય. ૫ વનસપતિકાય.

૪ **વનસપતિ કાયના બે ભેદ**—૧ પ્રત્યેક. ૨ સાધારણ.

૫ **ત્રસકાયના ચાર ભેદ**—૧ બેરેંદ્રી.૨ તેરેંદ્રી.૩ ચૌરેંદ્રી.૪ પંચેંદ્રી.

૬ **પંચેંદ્રીના ચાર ભેદ**—૧ દેવતા. ૨ મનુષ્ય. ૩ નારકી.૪ તિર્યંચ.

૭ **નારકીના સાત નામ ગોત્ર સહીત**—૧ ધમા-રત્નપ્રભા. ૨ વંશા-શર્કરાપ્રભા. ૩ સેલા-વાલુકાપ્રભા. ૪ અંજણા-પંકપ્રભા. ૫ રિઠ્ઠા-ધુમપ્રભા. ૬ મઘા-તમપ્રભા. ૭ માઘવતી-તમતમાપ્રભા.

૮ **તિર્યંચ પંચેંદ્રીના ત્રણ ભેદ**—૧ જલચર. ૨ થલચર.૩ ખેચર.

૯ **મનુષ્યના ત્રણ ભેદ**—૧ કર્મભૂમિના. ૨ અકર્મભૂમિના. ૩ અંતરદ્વિપના.

૧૦ **કર્મભૂમિના પંદર ક્ષેત્ર**—૫ ભરત. ૫ ઐરવ્રત. ૫ મહાવિદેહ.

૧૧ **અકર્મભૂમિના ત્રીસ ક્ષેત્ર**—૫ હેમવંત. ૫ એરણ્યવ્રત ૫

રમ્યક. ૫ દેવકુર. ૫ હરિવર્ષ. ૫ ઉતર કુર.

૧૨ **અંતરદ્વીપના છપ્પન ક્ષેત્ર**—લવણ સમુદ્રમાં પડતા હિમવંત અને શિખર પર્વતોના આઠ દાઢા છે તે દરેકપર સાત સાત ક્ષેત્રો છે. [વૈમાનીક.

૧૩ **દેવતાના ચાર ભેદ**—૧ ભૂવનપતિ.૨ વ્યંતર.૩ જ્યોતસી. ૪

૧૪ **ભુવનપતિના દશ ભેદ**--૧ અસુર કુમાર નિકાય. ૨ નાગ કુમાર નિકાય. ૩ સુવર્ણ કુમાર નિકાય. ૪ વિદ્યુત્ કુમાર નિકાય. ૫ અગ્નિ કુમાર નિકાય. ૬ દ્વિપ કુમાર નિકાય. ૭ ઉદધિકુમાર નિકાય. ૮ દિશિ કુમાર નિકાય. ૯ પવન કુમાર નિકાય. ૧૦ સ્તનિત કુમાર નિકાય.

૧૫ **વ્યંતર દેવતાના બે ભેદ**—૧ વ્યંતરના. ૨ વાણુ વ્યંતરના.

૧૬ **વ્યંતર દેવતાના આઠ ભેદ**—૧ પિશાચ. ૨ ભૂત. ૩ યક્ષ. ૪ રીક્ષસ. ૫ કિંનદ. ૬ કિંપુરૂષ. ૭ મહોરગ. ૮ ગંધર્વ.

૧૭ **વાણુ વ્યંતરના આઠ ભેદ**--૧ અણુપન્ની નિકાય. (સ્થાનક) ૨ પણુ પન્ની નિકાય. ૩ એસી વાદી નિકાય. ૪ ભૂતવાદી નિકાય. ૫ કંદિત નિકાય. ૬ મહા કંદિત નિકાય. ૭ કોહંડ નિકાય ૮ પતંગ નિકાય.

૧૮ **જ્યોતસી દેવતાના પાંચ ભેદ**—૧ ચંદ્ર. ૨ સૂર્ય. ૩ ગ્રહ. ૪ નક્ષત્ર. ૫ તારા.

૧૯ **વૈમાનિક દેવતાના બે ભેદ**—૧ કલ્પ તે આચાર વાળા. ૨ કલ્પાતીત તે પોતે સ્વામી છે.

૨૦ **કલ્પ તે બાર દેવલોક વાળાનાં નામ**—૧ સુધર્મ. ૨ ઇશાન. ૩ સનત કુમાર. ૪ મહેંદ્ર. ૫ બ્રહ્મ. ૬ લાંતક. ૭

મહાશુક્ર. ૮ સહસાર. ૯ આનંત. ૧૦ પ્રાણુંત. ૧૧ આરણુ. ૧૨ અચ્યુત દેવલોક. [વિમાનના.

૨૧ **કલ્પાતીતના બે ભેદ**—૧ નવગ્રૈવેકના. ૨ પાંચ અનુત્તર

૨૨ **નવગ્રૈવેકના નવ ભેદ**—૧ સુદર્શન. ૨ સુપ્રતિબંધ. ૩ મનોરમ. ૪ સર્વભદ્ર. ૫ વિશાળ. ૬ સુમનસ. ૭ સુમણુસ. ૮ પ્રીયંકર. ૯ આદિત્ય.

૨૩ **પાંચ અનુત્તરના પાંચ ભેદ**—૧ વિજય. ૨ વિજયંત. ૩ જયંત. ૪ અપરાજિત. ૫ સર્વાર્થ સિદ્ધ.

૨૪ **મોક્ષના જીવના પંદર ભેદ**—૧ જિણ સિદ્ધા. ૨ અજિણ સિદ્ધા. ૩ તિર્થ સિદ્ધા. ૪ અતિર્થ સિદ્ધા. ૫ ગૃહલિંગે સિદ્ધા. ૬ અન્યલિંગે સિદ્ધા. ૭ સ્વલિંગે સિદ્ધા. ૮ સ્ત્રિલિંગે સિદ્ધા. ૯ પુરૂષલિંગે સિદ્ધા. ૧૦ નપુંસક લિંગે સિદ્ધા. ૧૧ પ્રત્યેકબુદ્ધ સિદ્ધા. ૧૨ સ્વયં બુદ્ધ સિદ્ધા. ૧૩ બોધબોધિત સિદ્ધા. ૧૪ એક સિદ્ધા. ૧૫ અનેક સિદ્ધા.

**હવે જીવોનું ઉત્કૃષ્ટ શરીરનું માન અને આયુષ્યનું માન બતાવે છે તે. શ૦=શરીર. આ૦=આયુષ્ય.**

૨૫ **પૃથ્વીકાય**—૧ શ૦ અંગુલના અસંખ્યાતમા ભાગનું. ૨ આ૦ ૨૨૦૦૦ વર્ષનું.

૨૬ **અપકાય**—૧ શ૦ અંગુલના અસંખ્યાતમા ભાગનું. ૨ આ૦ ૭૦૦૦ વર્ષનું.

૨૭ **તેઉકાય**—૧ શ૦ અંગુલના અસંખ્યાતમા ભાગનું. ૨ આ૦ ત્રણ અહોરાત્રિનું. [૩૦૦૦ વર્ષનું.

૨૮ **વાઉકાય**—૧ શ૦ અંગુલના અસંખ્યાતમા ભાગનું. ૨ આ૦

૨૯ **સાધારણ વનસ્પતિ**—૧ શ૦ અંગુલના અસંખ્યાતમા ભાગનું.
૨ આ૦ અંતર્મુહૂર્તનું. [૧૦૦૦૦ વર્ષનું.
૩૦ **પ્રત્યેક વનસ્પતિ**—૧ શ૦ ૧૦૦૦ જોજન અધિક. ૨ આ૦
૩૧ **બેરેંદ્રી**—૧ શ૦ બાર જોજનનું. ૨ આ૦ બાર વરસનું.
૩૨ **તેરેંદ્રી**—૧ શ૦ ત્રણ ગાઉનું. ૨ આ૦ ૪૯ દિવસનું.
૩૩ **ચૌરેંદ્રી**—૧ શ૦ ચાર ગાઉનું. ૨ આ૦ છ માસનું.
૩૪ **પહેલી નારકી**—૧ શ૦ ૭ાા ધનુષ્ય ને ૬ અંગુલનું. ૨
આ૦ ૧ સાગરોપનું. • [આ૦ ૩ સાગરોપમનું.
૩૫ **બીજી નારકી**—૧ શ૦ ૧૫ાા ધનુષ્ય ને ૧૨ અંગુલનું. ૨
૩૬ **ત્રીજી નારકી**—૧ શ૦ ૩૧ા ધનુષ્યનું. ૨ આ૦ ૭ સાગ-
રોપમનું. [રોપમનું.
૩૭ **ચોથી નારકી**—૧ શ૦ ૬૨ાા ધનુષ્યનું. ૨ આ૦ ૧૦ સાગ-
૩૮ **પાંચમી નારકી**—૧ શ૦ ૧૨૫ ધનુષ્યનું. ૨ આ૦ ૧૭
સાગરોપમનું. [ગરોપમનું.
૩૯ **છઠ્ઠી નારકી**—૧ શ૦ ૨૫૦ ધનુષ્યનું. ૨ આ૦ ૨૨ સા-
૪૦ **સાતમી નારકી**—૧ શ૦ ૫૦૦ ધનુષ્યનું. ૨ આ૦ ૩૩
સાગરોપમનું. [આ૦ ક્રોડપુરવનું.
૪૧ **સમૂર્છિમ જંલચર**—૧ શ૦ એક હજાર જોજનનું. ૨
૪૨ **સમૂર્છિમ સ્થલચર**—૧ શ૦ ૨ થી ૯ જોજનનું. ૨ આ૦
૮૪૦૦૦ વરસનું [૭૨૦૦૦ વરસનું.
૪૩ **સમૂર્છિમ ખેચર**—૧ શ૦ ૨ થી ૯ ધનુષ્યનું. ૨ આ૦
૪૪ **ગર્ભજ જલચર**—૧ શ૦ ૧ હજાર જોજનનું. ૨ આ૦
ક્રોડપુરવનું.

૪૫ ગર્ભજ સ્થલચર—૧ શ૦ ૧૦૦૦ જોજનનું. ૨ આ૦ ૩ પલ્યોપમનું.

૪૬ ગર્ભજ ખેચર—૧ શ૦ ૨ થી ૯ ધનુષ્યનું. ૨ આ૦ પ-લ્યોપમનો અસંખ્યાતમો ભાગ. [પમનું.

૪૭ ગર્ભજ મનુષ્ય—૧ શ૦ ત્રણ ગાઉનું. ૨ આ૦ ત્રણ પલ્યો-

૪૮ સમૂર્છિમ મનુષ્ય—૧ શ૦ અંગુળના અસંખ્યાતમા ભાગ-નું. ૨ આ૦ અંતર મુહુર્તનું.

૪૯ ભુવનપતિ દેવતા—૧ શ૦ સાતહાથનું. ૨ આ૦ બે પ-લ્યોપમનું (નવનિ કાયના) અસુર કુમારનું દેશે ઉણું એક સા-ગરોપમ અધિક.

૫૦ વ્યંતર—૧ શ૦ સાત હાથનું. ૨ આ૦ ત્રણ પલ્યોપમનું.

૫૧ જ્યોત્સી—૧ શ૦ સાતહાથનું. ૨ આ૦ ચંદ્રનું ૧ પલ્યો-પમને એક લાખ વરસનું. સૂર્યનું ૧ પલ્યોપમને ૧૦૦૦ વરસનું. ગ્રહનું એક પલ્યોપમ. નક્ષત્રનું અર્ધ પલ્યોપમ અને તારાનું પલ્યોપમનો ચોથો ભાગ. [પમનું.

૫૨ સૌધર્મ દેવલોક—૧ શ૦ સાતહાથનું. ૨ આ૦ બે સાગરો-

૫૩ ઇશાન દેવલોક—૧ શ૦ સાતહાથનું. ૨ આ૦ બે સાગ-રોપમ અધિકનું. [સાગરોપમનું.

૫૪ સનત કુમાર દેવલોક—૧ શ૦ છ હાથનું. ૨ આ૦ સાત

૫૫ માહેંદ્ર દેવલોક—૧ શ૦છહાથનું.આ૦સાતસાગરોપમ અધિક.

૫૬ બ્રહ્મ દેવલોક—૧ શ૦ પાંચહાથનું. ૨ આ૦ ૧૦ સાગરોપમ.

૫૭ લાંતક દેવલોક—૧ શ૦ પાંચહાથનું. ૨ આ૦ ૧૪ સાગરોપમ.

૫૮ મહાશુક્ર દેવલોક—૧ શ૦ ચારહાથનું.૨આ૦૧૭સાગરોપમ.

૫૯ **સહસાર દેવલોક**—૧ શ૦ ચારહાથનું. ૨ આ૦ ૧૮ સાગરોપમ.
૬૦ **આણંત દેવલોક**—૧ શ૦ ત્રણહાથનું. ૨ આ૦ ૨૦ સાગરોપમનું.
૬૧ **પ્રાણંત દેવલોક**—૧ શ૦ ત્રણહાથનું. ૨ આ૦ ૨૦ સાગરોપમનું.
૬૨ **આરણ દેવલોક**—૧ શ૦ ત્રણહાથનું. ૨ આ૦ ૨૧ સાગરોપમનું.
૬૩ **અચ્યુત દેવલોક**—૧ શ૦ ત્રણહાથનું. ૨ આ૦ ૨૨ સાગરોપમનું.
૬૪ **નવગ્રૈવેયક**—૧ શ૦ બે હાથનું. ૨ આ૦ પહેલી ગ્રૈવેયકનું ૨૩ સાગરોપમ. બીજીનું ૨૪ સા૦ ત્રીજીનું ૨૫ સા૦ ચોથીનું ૨૬ સા૦ પાંચમીનું ૨૭ સા૦ છઠીનું ૨૮ સા૦ સાતમીનું ૨૯ સા૦ આઠમીનું ૩૦ સા૦ નવમી ગ્રૈવેયકનું ૩૧ સાગરોપમનું.
૬૫ **અનુત્તર વિમાન**—૧ શ૦ એક હાથનું. ૨ આ૦ પહેલા ચાર વિમાનનું. ૩૧ થી ૩૩ સાગરોપમનું અને સર્વાર્થ સિદ્ધનું ૩૩ સાગરોપમનું.

**હવે જીવોની સ્વકાયને વિષે ભવ સ્થિતિ, પ્રાણ તથા યોનિનું પ્રમાણ વિગેરે બતાવે છે.**

૬૬ **એકેંદ્રી જીવો**—અસંખ્ય ઉત્સર્પિણી કાળ સુધી અને અનંતકાય અનંતકાળ સુધી પોતનીજ કાયામાં ઉત્પન્ન થાય અને મરે.
૬૭ **વિગલેંદ્રી**—સંખ્યાતકાલ સુધી પોતાની જાતિમાં ઉત્પન્ન થાય અને મરે.
૬૮ **તિર્યંચ પંચેંદ્રી અને મનુષ્ય**—પોતાની જાતિમાં સાત કે આઠ ભવ કરે.
૬૯ **નારકી અને દેવતા**—તો મરીને પોતાનીકાયમાં ઉત્પન્ન થાયજ નહીં.

૭૦ **પ્રાણ દશછે**—એકેંદ્રિને ચાર. બેરેંદ્રિને છ. તેરેંદ્રિને સાત. ચૌરેંદ્રીને આઠ. અસન્નિ પંચેંદ્રીને નવ. અને સન્નિપંચેંદ્રીને ૧૦ હોય છે. (જાણી લેવું.

૭૧ **યોનિનું પ્રમાણ**--સાત લાખ પૃથ્વીકાય એ સૂત્ર પ્રમાણે

૭૨ **સિદ્ધને**—શરીર નથી, આયુષ્ય નથી, પ્રાણ નથી, યોનિ નથી, ઉપજવું નથી, મરવું નથી, તેમની સ્થિતિ સાદી અનંતછે.

(ઇતિ જીવ વિચાર સંપૂર્ણ.)

# ૫ अथ पांत्रीस बोल प्रारंभ.

૧ **ગતિ ચાર**—૧ દેવ. ૨ મનુષ્ય. ૩ તિર્યંચ. ૪ નારકી.

૨ **જાતિ પાંચ**--૧ એકેંદ્રિ. ૨ બેરેંદ્રિ. ૩ તેરેંદ્રિ. ૪ ચૌરેંદ્રિ. ૫ પંચેંદ્રિ. [૬ ત્રસકાય.

૩ **કાય છ**—૧ પૃથ્વી. ૨ અપ. ૩ તેઉ. ૪ વાઉ. ૫ વનસ્પતિ.

૪ **ઇંદ્રી પાંચ**—૧ ષ્રસ. ૨ રસ. ૩ ઘ્રાણ. ૪ ચક્ષુ. ૫ શ્રોતઇંદ્રી.

૫ **પર્યાપ્તિ છ**—૧ આહાર. ૨ શરીર. ૩ ઇંદ્રીય. ૪ શ્વાસોશ્વાસ. ૫ ભાષા. ૬ મન પર્યાપ્તિ.

૬ **પ્રાણ દશ**—૧ ષ્રસઇંદ્રી બળપ્રાણ. ૨ રસઇંદ્રિ બળપ્રાણ. ૩ ઘ્રાણઇંદ્રી બળપ્રાણ. ૪ ચક્ષુઇંદ્રી બળપ્રાણ. ૫ શ્રોતઇંદ્રી બળપ્રાણ. ૬ મન બળપ્રાણ. ૭ વચન બળપ્રાણ. ૮ કાય બળપ્રાણ. ૯ આયુષ્ય બળપ્રાણ. ૧૦ શ્વાસોશ્વાસ બળપ્રાણ.

૭ **શરીર પાંચ**—૧ ઉદારિક. ૨ વૈક્રીય. ૩ આહારક. ૪ તેજસ. ૫ કાર્મણ.

૮ જોગ પંદર— [હાર મન જોગ.

**૧ મનના ચાર**—૧ સત્ય. ૨ અસત્ય. ૩ મિશ્ર. ૪ વ્યવ-

**૨ વચનના ચાર**—૧ સત્ય. ૨ અસત્ય. ૩ મિશ્ર. ૪ વ્યવહાર.

**૩ કાયાના સાત**—૧ ઉદારિક. ૨ ઉદારિક મિશ્ર. ૩ વૈક્રીય. ૪ વૈક્રિય મીશ્ર. ૫ આહારક. ૬ આહારક મિશ્ર. ૭ કાર્મણ.

૯ ઉપયોગ બાર— [૫ કેવલ જ્ઞાન.

પાંચજ્ઞાન—૧ મતિ. ૨ શ્રુત. ૩ અવધિ. ૪ મનઃ પર્યવ.

ત્રણ અજ્ઞાન—૧ મતિઅજ્ઞાન. ૨ શ્રુતઅજ્ઞાન. ૩ વિભંગજ્ઞાન.

**ચાર દર્શન**—૧ ચક્ષુ. ૨ અચક્ષુ. ૩ અવધિ. ૪ કેવળ દર્શન.

૧૦ કર્મઆઠ—૧ જ્ઞાનાવર્ણી ૨ દર્શનાવર્ણી. ૩ વેદની. ૪ મોહની. ૫ આયુ. ૬. નામ. ૭ ગોત્ર. ૮ અંતરાય કર્મ.

૧૧ ગુણઠાણાં (ગુણસ્થાન) ચઉદ—૧ મિથ્યાત્વ. ૨ શાસ્વાદન. ૩ મિશ્ર. ૪ અવિરતિ. ૫ સમ્યક્ દૃષ્ટિ ગુણઠાણું. ૬ દેશવિરતી. ૭ પ્રમાદ ૮ અપ્રમાદ નિવૃત્તિ બાદર અપૂર્વ કરણ ગુણઠાણું. ૯ અનિવૃત્તિ બાદર ગુણઠાણું. ૧૦ સૂક્ષ્મ સંપરાય. ૧૧ ઉપશાંત મોહની. ૧૨ ક્ષીણ મોહની. ૧૩ સજોગી કેવળી, ૧૪ અજોગી કેવળી.

૧૨ પંચેંદ્રિના ત્રેવિસ વિષય.

**૧ ફરસ ઇંદ્રિના આઠ**—૧ હળવો. ૨ ભારે. ૩ ઉન્હો. ૪ ઠંડો. ૫ લુખો. ૬ ચોપડયો. ૭ સુંવાળો. ૮ ખડબચડો.

**૨ રસઇંદ્રીના પાંચ**—૧ ખાટો. ૨ મીઠો. ૩ તીખો. ૪ કડવો. ૫ કષાયલો.

**૩ ઘ્રાણઇંદ્રીના બે**—૧ સુગંધ. ૨ દુર્ગંધ.

**૪ ચક્ષુઇંદ્રીના પાંચ**—૧ કાળો. ૨ પીળો. ૩ લીલો. ૪ ધોળો. ૫ રાતો.

**૫ શ્રોતઇંદ્રીના ત્રણ**—૧ જીવ. ૨ અજીવ. ૩ મિશ્ર.

**૬૩ મિથ્યાત્વ દશ**—૧ જીવને અજીવ સર્દહે. ૨ અજીવને જીવ સર્દહે. ૩ ધર્મને અધર્મ સર્દહે. ૪ અધર્મને ધર્મ સર્દહે. ૫ સાધુને અસાધુ સર્દહે. ૬ અસાધુને સાધુ સર્દહે. ૭ માર્ગને કુમાર્ગ સર્દહે. ૮ કુમાર્ગને માર્ગ સર્દહે. ૯ અષ્ટકર્મ ખપાવી કેવળ ગ્નાન પામી મોક્ષે પહોંચેલાને મોક્ષે ગયા ન માને. ૧૦ આઠ કર્મ ખપાવ્યા ન હોય અને મોક્ષે ગયા ન હોય તેમને મોક્ષે ગયા માને.

**૬૪ તત્વ નવ**—૧ જીવ તત્વ. ૨ અજીવ તત્વ. ૩ પુન્ય તત્વ. ૪ પાપ તત્વ. ૫ આશ્રવ તત્વ. ૬ સંવર તત્વ. ૭ નિર્જરા તત્વ. ૮ બંધ તત્વ. ૯ મોક્ષ તત્વ.

**૧૫ આત્મા આઠ**—૧ દ્રવ્ય આત્મા. ૨ કષાય આત્મા. ૩ જોગ આત્મા. ૪ ઉપયોગ આત્મા. ૫ ગ્નાન આત્મા. ૬ દર્શન આત્મા. ૭ ચારિત્ર આત્મા. ૮ વીર્ય આત્મા.

**૧૬ ડંડક ચોવીસ**—૧ સાત નરકનો. ૧૦ ભુવન પતિના. ૫ સ્થાવરના. ૩ વિગલેંદ્રીના. ૧ તિર્યંચ પચેંદ્રિ. ૧ મનુષ્ય. ૧ વાણુવ્યંતર. ૧ જ્યોત્સી. ૧ વૈમાનીક.

**૧૭ લેશ્યા છ**—૧ કૃષ્ણલેશ્યા. ૨ નીલલેશ્યા. ૩ કાપોતલેશ્યા. ૪ તેજુલેશ્યા. ૫ પદ્મલેશ્યા. ૬ શુકલલેશ્યા.

**૧૮ દષ્ટિ ત્રણ**—૧ સમકિત દષ્ટિ. ૨ મિથ્યા દષ્ટિ. ૩ મિશ્ર દષ્ટિ.

**૧૯ ધ્યાન ચાર**—૧ આર્ત ધ્યાન. ૨ રૌદ્ર ધ્યાન. ૩ ધર્મ ધ્યાન. ૪ શુકલ ધ્યાન.

૨૦ દ્રવ્ય છ—૧ જીવાસ્તિકાય દ્રવ્ય. ૨ ધર્માસ્તિકાય દ્રવ્ય. ૩ અધર્માસ્તિકાય દ્રવ્ય. ૪ આકાશાસ્તિકાય દ્રવ્ય. ૫ કાલ દ્રવ્ય. ૬ પુદ્ગલાસ્તિકાય દ્રવ્ય.

**જીવાસ્તિકાય**—દ્રવ્ય થકી અનંતા ૧ ક્ષેત્ર થકી લોક પ્રમાણે ૨ કાળ થકી આદિ અંત રહિત ૩ ભાવથી અરૂપી. ૪ ગુણ થકી ચેતના લક્ષણવંત ૫.

**ધર્માસ્તિકાય**—દ્રવ્ય થકી તો એક ૧ ખેત્ર થકી લોક પ્રમાણે ૨ કાળ થકી આદિ અંત રહિત ૩ ભાવ થકી અરૂપી ૪ ગુણ થકી ચલણ ગુણ ૫.

**અધર્માસ્તિકાય**—દ્રવ્ય થકી તો એક ૧ ખેત્ર થકી લોક પ્રમાણે ૨ કાળ થકી આદિ અંત રહિત ૩ ભાવ થકી અરૂપી ૪ ગુણ થકી થીર ગુણ ૫.

**આકાશાસ્તિકાય**—દ્રવ્ય થકી તો એક ૧ ખેત્ર થકી લોક અલોક પ્રમાણે ૨ કાળથી આદિ અંત રહિત ૩ ભાવ થકી અરૂપી ૪ ગુણ થકી અવકાશ ગુણ ૫.

**કાળદ્રવ્ય**—દ્રવ્ય થકી તો એક ૧ ખેત્ર થકી અઢી દીપ પ્રમાણે ૨ કાળ થકી આદિ અંત રહિત ૩ ભાવ થકી અરૂપી ૪ ગુણ થકી વર્તની=જુનાનુ નવું નવાનું જુનું કરવું એ લક્ષણ ૫.

**પુદ્ગલાસ્તિકાય**—દ્રવ્ય થકી તો અનંતા ૧ ખેત્ર થકી લોક પ્રમાણે ૨ કાળ થકી આદિ અંત રહિત ૩ ભાવ થકી રૂપી ૪ ગુણ થકી સડણ, પડણ, વિદ્ધંસણ ૫.

૨૧ રાશિ બે—૧ જીવરાશિ. ૨ અજીવરાશિ.

**૨૨ શ્રાવકના બાર વ્રત**—૧ સ્થુલ પ્રાણાતિપાત. ૨ મૃખાવાદ. ૩ અદત્તાદાન. ૪ મૈથુન. ૫ પરિગ્રહ. ૬ દિશી પરિમાણ. ૭ ભોગો પભોગ. ૮ અનર્થદંડ. ૯ સામાયક. ૧૦ દેસાવગાસીક. ૧૧ પોષધ ઉપવાસ. ૧૨ અતિથિસંવિભાગ.

**૨૩ સાધુજીના પાંચ મહાવ્રત**—૧ પ્રાણાતિપાત. ૨ મૃખાવાદ. ૩ અદત્તાદાન. ૪ મૈથુન. ૫ પરિગ્રહ.

## તેવીસમે બોલે સાધુજીના મહાવ્રત ૫ તેની વિગત નીચે પ્રમાણે.

### પેહેલા પ્રાણાતિપાત વ્રતના ભાંગા ૮૧.

૯ **પૃથ્વીકાયના**—પૃથ્વીકાય હણે નહીં, હણાવે નહીં અને હણતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાથી એ રીતે નવ.

૯ **અપકાયના**—અપકાય હણે નહીં, હણાવે નહીં અને હણતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાથી એ રીતે નવ.

૯ **તેઉકાયના**—તેઉકાય હણે નહીં, હણાવે નહીં અને હણતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાથી એ રીતે નવ.

૯ **વાઉકાય (વાયરો)ના**—વાઉકાય હણે નહીં, હણાવે નહીં અને હણતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાથી એ રીતે નવ.

૯ **વનસ્પતિકાય**—વનસ્પતિકાય હણે નહીં, હણાવે નહીં

અને હણુતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાથી એ રીતે નવ.

૯ બેઇંદ્રી—હણે નહીં, હણાવે નહીં અને હણતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાથી એ રીતે નવ.

૯ તેઇંદ્રી—હણે નહીં, હણાવે નહીં, અને હણતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાથી એ રીતે નવ.

૯ ચોરેંદ્રી—હણે નહીં, હણાવે નહીં, અને હણતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાથી એ રીતે નવ.

૯ પંચેંદ્રી—હણે નહીં, હણાવે નહીં અને હણતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાથી એ રીતે નવ.

**બીજા મૃષાવાદ વ્રત (જુઠ) સાધુજી સર્વથા પ્રકારે ન બોલે તેના ભાંગા ૩૬.**

૯ ક્રોધથી જૂઠું બોલે નહીં, બોલાવે નહીં અને બોલતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાએ.

૯ હાંસી કરી જૂઠું બોલે નહીં, બોલાવે નહીં, બોલતાને ભલો જાણે નહીં— મન, વચન અને કાયાએ.

૯ ભયથી જૂઠું બોલે નહીં, બોલાવે નહીં, બોલતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાએ.

૯ લોભથી જૂઠું બોલે નહીં, બોલાવે નહીં અને બોલતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાએ.

**ત્રીજા અદત્તાદાન વ્રતના ભાંગા ૫૪.**

૯ અલ્પ ચોરી કરે નહીં, કરાવે નહીં, કરતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાએ.

૯ ઘણી ચોરી કરે નહીં, કરાવે નહીં, કરતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાએ.

૯ નાની ચોરી કરે નહીં, કરાવે નહીં, કરતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાએ.

૯ મોટી ચોરી કરે નહીં, કરાવે નહીં, કરતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાએ.

૯ સચિત્ત ચોરી કરે નહીં, કરાવે નહીં, કરતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાએ.

૯ અચિત્ત ચોરી કરે નહીં, કરાવે નહીં, કરતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાએ.

## ચોથા મૈથુનવ્રતના ભાંગા ૨૭.

૯ દેવતાની સ્ત્રી ભોગવે નહીં, ભોગવાવે નહીં, ભોગવતાને ભલો જાણે નહીં—મન, વચન કાયાથી.

૯ મનુષ્યની સ્ત્રી ભોગવે નહીં, ભોગવાવે નહીં, ભોગવતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાથી.

૯ તિર્યંચની સ્ત્રી ભોગવે નહીં, ભોગવાવે નહીં, ભોગવતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાથી.

## પાંચમા પરિગ્રહ વ્રતના ભાંગા ૫૪.

૯ થોડો પરિગ્રહ રાખે નહીં, રખાવે નહીં, રાખતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાએ.

૯ ઘણો પરિગ્રહ રાખે નહીં, રખાવે નહીં, રાખતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાએ.

૯ નાનો પરિગ્રહ રાખે નહીં, રખાવે નહીં, રાખતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાએ.

૯ મોટો પરિગ્રહ રાખે નહીં, રખાવે નહીં, રાખતાને ભલો જાણે નહીં,—મન, વચન અને કાયાએ.

૯ સચિત્ત પરિગ્રહ રાખે નહીં, રખાવે નહીં, રાખતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાએ.

૯ અચિત્ત પરિગ્રહ રાખે નહીં, રખાવે નહીં, રાખતાને ભલો જાણે નહીં—મન, વચન અને કાયાએ.

**એ પ્રકારે પાંચ મહાવ્રતના ૨૫૨ ભાંગા થયા.**

**૨૪ પચ્ચખ્ખાણના ભાંગા ઓગણપચાસ—**

૯ એક કરણ એક જોગે—૧ મને કરૂં નહીં. ૨ વચને કરૂં નહીં. ૩ કાયાયે કરૂં નહીં. ૪ મને કરાવું નહીં. ૫ વચને કરાવું નહીં. ૬ કાયાએ કરાવું નહીં. ૭ મને અનુમોદુ નહીં. ૮ વચને અનુમોદુ નહીં. ૯ કાયાએ અનુમોદુ નહીં.

૯ એક કરણ બે જોગે—૧ મને વચને કરૂં નહીં. ૨ મને કાયાયે કરૂં નહીં. ૩ વચને કાયાયે કરૂં નહીં. ૪ મને વચને કરાવું નહીં. ૫ મને કાયાયે કરાવું નહીં. ૬ વચને કાયાયે કરાવું નહીં. ૭ મને વચને અનુમોદું નહી. ૮ મને કાયાયે અનુમોદું નહીં. ૯ વચને કાયાયે અનુમોદું નહીં.

૩ એક કરણને ત્રણ જોગે—૧ મને વચને કાયાએ કરૂં નહીં. ૨ મને વચને કાયાએ કરાવું નહીં. ૩ મને વચને કાયાએ અનુમોદું નહીં.

૯ બે કરણ એક જોગે—૧ મને કરૂં કરાવું નહીં. ૨ વચને કરૂં કરાવું નહીં. ૩ કાયાએ કરૂં કરાવું નહીં. ૪ મને કરૂં અનુમોદું નહીં. ૫ વચને કરૂં અનુમોદું નહીં. ૬ કાયાએ કરૂં અનુમોદું નહીં. ૭ મને કરાવું અનુમોદું નહીં. ૮ વચને કરાવું અનુમોદું નહીં. ૯ કાયાએ કરાવું અનુમોદું નહીં.

૯ બે કરણ બે જોગે—૧ મને વચને કરૂં કરાવું નહીં. ૨ મને કાયાએ કરૂં કરાવું નહીં. ૩ વચને કાયાએ કરૂં કરાવું નહીં. ૪ મને વચને કરૂં અનુમોદુ નહીં. ૫ મને કાયાએ કરૂં અનુમોદું નહીં. ૬ વચને કાયાએ કરૂં અનુમોદું નહીં. ૭ મને વચને કરાવું અનુંમોદું નહીં. ૮ મને કાયાએ કરાવું અનુમોદું નહીં. ૯ વચને કાયાએ કરાવું અનુમોદું નહીં.

૩ બે કરણ ત્રણ જોગે—૧ મને વચને કાયાએ કરૂં કરાવું નહીં. ૨ મન વચન કાયાએ કરૂં અનુમોદું નહીં. ૩ મન વચન કાયાએ કરાવું અનુમોદું નહીં.

૩ ત્રણ કરણ એક જોગે—૧ મને કરૂં કરાવું અનુમોદું નહીં. ૨ વચને કરૂં કરાવું અનુમોદુ નહીં. ૩ કાયાએ કરૂં કરાવું અનુમોદું નહીં.

૩ ત્રણ કરણ બે જોગે—૧ મને વચને કરૂં કરાવું અનુમોદું નહીં. ૨ મને કાયાએ કરૂં કરાવું અનુમોદું નહીં. ૩ વચને કાયાએ કરૂં કરાવું અનુમોદું નહીં.

૧ ત્રણ કરણ ત્રણ જોગે—૧ મન વચન કાયાએ કરૂં કરાવું અનુમોદું નહીં.

૨૫ **ચારિત્ર પાંચ**—૧ સામાયક ચારિત્ર. ૨ છેદોપસ્થાપનીય ચારિત્ર. ૩ પરિહારવિશુધિ ચારિત્ર. ૪ સુક્ષમ સંપરાય ચારિત્ર. ૫ યથાખ્યાત ચારિત્ર.

૨૬ **નય સાત**—૧ નૈગમ નય. ૨ સંગ્રહ નય. ૩ વ્યવહાર નય. ૪ રૂજુસુત્ર નય. ૫ સમભિરૂઢ નય. ૬ શબ્દ નય. ૭ એવંભૂત નય.

૨૭ **નિક્ષેપા ચાર**—૧ નામ નિક્ષેપો. ૨ સ્થાપના નિક્ષેપો. ૩ દ્રવ્ય નિક્ષેપો. ૪ ભાવ નિક્ષેપો.

૨૮ **સમકિત પાંચ**—૧ ઉપસમ સમકિત. ૨ ક્ષયોપસમ સમકિત. ૩ ખાયક સમકિત. ૪ સાસ્વાદન સમકિત. ૫ વેદક સમકિત.

૨૯ **રસ નવ**—૧ શૃંગાર રસ. ૨ વીર રસ. ૩ કરૂણા રસ. ૪ હાસ્ય રસ. ૫ રૂદ્ર રસ. ૬ નય રસ. ૭ અદ્ભૂત રસ. ૮ શાન્ત રસ. ૯ વિભત્સ રસ.

૩૦ **અભક્ષ બાવીસ**—૧ વડ ફળ. ૨ પીંપળ ફળ. ૩ ઊંબર ફળ. ૪ કલુંબર ફળ. ૫ કઠુંબર ફળ. ૬ પાકર ફેળ. ૭ માંસ. ૮ દારૂ. ૯ મધ. ૧૦ માંખણ. ૧૧ હેમ. ૧૨ ગીડા. ૧૩ તુચ્છફળ. ૧૪ બહુબીજ ફળ. ૧૫ અથાણું. ( બોળો વિગેરે ) ૧૬ કાચું મોરસ. ૧૭ ઝેર. અફીણ. સોમલ. મોહોરો. ૧૮ માટી. ( મુલતાની આદિ ) ૧૯ ચલિત રસ. વાસી રોટલી. સીરો લાવસી વિગેરે. ૨૦ અંજાણ્યા ફળ, વસ્તુ. ૨૧ રાત્રી ભોજન. ૨૨ કંદમૂળ.

**આ ઉપર કહેલાં બાવીસ અભક્ષ શ્રાવકે વર્જવાં.**

૩૧ **અનુજોગ ચાર**—૧ દ્રવ્યાનુજોગ. ૨ ગણિતાનુજોગ. ૩ ચ-

રણુકરણાનુજોગ. ૪ ધર્મકથાનુજોગ.

૩૨ **તત્વ ત્રણ**—૧ દેવ તત્વ. ૨ ગુરૂ તત્વ. ૩ ધર્મ તત્વ

૩૩ **સમવાય પાંચ**—૧ કાળ. ૨ સ્વભાવ. ૩ નિયત. ૪ કર્મ. ૫ ઉદ્યમ.

૩૪ **ત્રણુસેંને ત્રેસઠ પાંખડીના ભેદ**—૧૮૦ ક્રીયાવાદીના ભેદ. ૮૪ અક્રીયાવાદીના ભેદ. ૩૨ વિનયવાદીના ભેદ. ૬૭ અજ્ઞાન વાદીના મત.

૩૫ **શ્રાવકના એકવીસ ગુણ**—૧. લજ્યાવંત. ૨ દયાવંત. ૩ શાંત મૂર્તિવંત. ૪ પ્રતીતવંત. ૫ પરાયા દોષનો ઢાંકણહાર હોય. ૬ પરઉપગારી હોય. ૭ સોમ્ય દ્રષ્ટી હોય. ૮ ગુણગ્રાહી હોય. ૯ ગિરવાઈ વાળો હોય. ૧૦ સઉને વલ્લભ હોય. ૧૧ શિષ્ટાચારનો પક્ષી હોય ૧૨ મીષ્ટ વચન બોલે. ૧૩ ઊંડા વિચાર વાળો. ૧૪ વિશેષ જ્ઞાનનો જાણનાર હોય. ૧૫ શાસ્ત્રનો જાણનાર હોય. ૧૬ ધર્મનો જાણનાર હોય. ૧૭ કીધો ઉપગાર જાણે. ૧૮ નહિતો દીન નહિ અભિમાની એવો મધ્યસ્થ સ્વભાવવાળો. ૧૯ સહજસ્વભાવમય વિનયવંત હોય. ૨૦ પાપની ક્રિયાથી રહિત હોય. ૨૧ પવિત્ર હોય.

(ઇતિ પાંત્રીસ બોલ સંપૂર્ણ.)

# ૭ अथ नव तत्व.

૧ જીવ તત્વ. ૪ પાપ તત્વ. ૭ નિર્જરા તત્વ.
૨ અજીવ તત્વ. ૫ આશ્રવ તત્વ. ૮ બંધ તત્વ.
૩ પુન્ય તત્વ. ૬ સંવર તત્વ. ૯ મોક્ષ તત્વ.

૧ **જીવ તત્વના ૧૪ અરૂપી ભેદ**—૧ સૂક્ષ્મ એકેંદ્રિય પર્યા-

મા. ૨ સૂક્ષ્મ એકેંદ્રિય અપર્યાપ્તા. ૩ બાદર એકેંદ્રિય પર્યાપ્તા. ૪ બાદર એકેંદ્રિય અપર્યાપ્તા. ૫ બેરેંદ્રિય પર્યાપ્તા. ૬ બેરેંદ્રિય અપર્યાપ્તા. ૭ તેરેંદ્રિય પર્યાપ્તા. ૮ તેરેંદ્રિય અપર્યાપ્તા. ૯ ચૌરેંદ્રિય પર્યાપ્તા. ૧૦ ચૌરેંદ્રિય અપર્યાપ્તા. ૧૧ અસન્નિ પંચેંદ્રિય પર્યાપ્તા. ૧૨ અસન્નિ પંચેંદ્રિય અપર્યાપ્તા. ૧૩ સન્નિ પંચેંદ્રિય પર્યાપ્તા. ૧૪ સન્નિ પંચેંદ્રિય અપર્યાપ્તા.

**આ તત્વ જ્ઞેય=જાણવા યોગ્ય છે.**

**૨ અજીવ તત્વના૧૪ ભેદ તેમાં૪રૂપી અને૧૦અરૂપીભેદ—**

**૧૦ અરૂપી—**૧ ધર્માસ્તિકાય સ્કંધ. ૨ ધર્માસ્તિકાય દેશ. ૩ ધર્માસ્તિકાય પ્રદેશ. ૪ અધર્માસ્તિકાય સ્કંધ. ૫ અધર્માસ્તિકાય દેશ. ૬ અધર્માસ્તિકાય પ્રદેશ. ૭ આકાશાસ્તિકાય સ્કંધ. ૮ આકાશાસ્તિકાય દેશ. ૯ આકાશાસ્તિકાય પ્રદેશ ૧૦ કાળવર્ત્તના લક્ષણ.

**૪ રૂપી—**૧ પુદ્‌ગલાસ્તિકાય સ્કંધ. ૨ પુદ્‌ગલાસ્તિકાય દેશ. ૩ પુદ્‌ગલાસ્તિકાય પ્રદેશ. ૪ પુદ્‌ગલાસ્તિકાય પરમાણુ.

**આ તત્વ જ્ઞેય=જાણવા યોગ્ય છે.**

**૩ પુન્ય તત્વ ૪૨ પ્રકારે ભોગવાય છે તે રૂપી ભેદ તથા ૯ પ્રકારે બંધાય છે તે—**

**૯ પ્રકારે પુન્ય બંધાય છે તે—**૧ સાધુ પ્રમુખને અન્ન દેવાથી. ૨ પાણી દેવાથી. ૩ રહેવાને સ્થાન આપવાથી. ૪ સૂવાને પાટ પ્રમુખ આપવાથી. ૫ વસ્ત્ર આપવાથી. ૬ મને કરી રૂડું ચિંતવવાથી. ૭ વચને કરી સ્તુતિ કરવાથી. ૮ કાયાએ કરી સેવા કરવાથી. ૯ નમસ્કાર કરવાથી.

**૪૨ પ્રકારે ભોગવાય છે તે**—૧ શાતાવેદનીય. ૨ ઉચ્ચગોત્ર. ૩ મનુષ્યગતિ. ૪ મનુષ્યાનુપૂર્વી. ૫ દેવગતિ. ૬ દેવાનુપૂર્વી. ૭ પંચેંદ્રિયજાતિ નામકર્મ.૮ ઔદારિક શરીર ના૦ ૯ વૈક્રિય શરીર ના૦ ૧૦ આહારક શરીર ના૦ ૧૧ તૈજસ શરીર ના૦ ૧૨ કાર્મણ શરીર ના૦ ૧૩ ઔદારિક અંગોપાંગ. ૧૪ વૈક્રિય અં૦ ૧૫ આહારક અં૦ ૧૬ વજ્રરૂષભનારાચ સંઘયણ. ૧૭ સમચતુરસ્ત્ર સંસ્થાન. ૧૮ શુભ વર્ણ. ૧૯ શુભ ગંધ. ૨૦ શુભ રસ. ૨૧ શુભ સ્પર્શ. ૨૨ અગુરૂ લઘુ નામકર્મ. ૨૩ પરાઘાત ના૦ ૨૪ શ્વાસોશ્વાસ ના૦ ૨૫ આતપ ના૦ ૨૬ ઉદ્યોત ના૦ ૨૭ શુભ વિહાયોગતિ ના૦ ૩૮ નિર્માણ ના૦ ૨૯ ત્રસ ના૦ ૩૦ બાદર ના૦ ૩૧ પર્યાપ્તિ ના૦ ૩૨ પ્રત્યેક ના૦ ૩૩ સ્થિર ના૦ ૩૪ શુભ ના૦ ૩૫ સૌભાગ્ય ના૦ ૩૬ સુસ્વર ના૦ ૩૭ આદેય ના૦ ૩૮ યસ=કીર્તિ ના૦ ૩૯ દેવાયું. ૪૦ મનુષ્યાયુ. ૪૧ તિર્યંચાયુ. ૪૨ તીર્થંકર ના૦.

**આ તત્વ ઉપાદેય=આદરવા યોગ્ય છે.**

૪ **પાપ તત્વ ૮૨ પ્રકારે ભોગવાય છે તે રૂપી લેદ તથા ૧૮ પ્રકારે બંધાય છે તે—**

**૧૮ પ્રકારે પાપ બંધાય છે તે**—૧ પ્રાણાતિપાત. ૨ મૃષાવાદ. ૩ અદત્તાન. ૪ મૈથુન. ૫ પરિગ્રહ. ૬ ક્રોધ. ૭ માન. ૮ માયા. ૯ લોભ. ૧૦ રાગ. ૧૧ દ્વેષ. ૧૨ કલહ. ૧૩ અભ્યાખ્યાન. ૧૪ પૈશુન. ૧૫ રતિ અરતિ. ૧૬ પરપરિવાદ. ૧૭ માયા મૃષાવાદ. ૧૮ મિથ્યાત્વ શલ્ય.

**૮૨ પ્રકારે ભોગવાય છે તે**—૧ મતિજ્ઞાના વરણીય. ૨

શ્રુતજ્ઞાના વ૦ ૩ અવધિજ્ઞાના વ૦ ૪ મનઃપર્યવજ્ઞાના વ૦ ૫ કેવલજ્ઞાના વ૦ ૬ દાનાંતરાય. ૭ લાભાંતરાય. ૮ ભોગાંતરાય. ૯ ઉપભોગાંતરાય. ૧૦ વીર્યાંતરાય. ૧૧ ચક્ષુદર્શના વરણીય. ૧૨ અચક્ષુદર્શના વ૦ ૧૩ અવધિદર્શના વ૦ ૧૪ કેવલદર્શના વ૦ ૧૫ નિદ્રા. ૧૬ નિદ્રા નિદ્રા. ૧૭ પ્રચલા. ૧૮ પ્રચલા પ્રચલા. ૧૯ થીણદ્ધી. ૨૦ નીચગોત્ર ૨૧ આશાતા વેદનીય. ૨૨ મિથ્યાત્વ મોહનીય. ૨૩ સ્થાવર નામકર્મ. ૨૪ સૂક્ષ્મ ના૦ ૨૫ અપર્યાપ્તિ ના૦ ૨૬ સાધારણ ના૦ ૨૭ અસ્થિર ના૦ ૨૮ અશુભ ના૦ ૨૯ દુર્ભાગ્ય ના૦ ૩૦ દુઃસ્વર ના૦ ૩૧ અનોદય ના૦ ૩૨ અયશ ના૦ ૩૩ નરકગતિ. ૩૪ નરકાયુ. ૩૫ નરકાનુપૂર્વી. ૩૬ અનંતાનુબંધી ક્રોધ ૩૭ અ૦ માન. ૩૮ અ૦ માયા. ૩૯ અ૦ લોભ. ૪૦ અપ્રત્યાખ્યાની ક્રોધ. ૪૧ અ૦ માન. ૪૨ અ૦ માયા. ૪૩ અ૦ લોભ. ૪૪ પ્રત્યાખ્યાનીક્રોધ. ૪૫ પ્ર૦ માન. ૪૬ પ્ર૦ માયા. ૪૭ પ્ર૦ લોભ. ૪૮ સંજવલન ક્રોધ.. ૪૯ સં૦ માન. ૫૦ સં૦ માયા. ૫૧ સં૦ લોભ. ૫૨ હાસ્યનો કષાય. ૫૩ રતિનો ક૦ ૫૪ અરતિનો ક૦ ૫૫ શોકનો ક૦ ૫૬ ભયનો ક૦ ૫૭ દુગંચ્છાનો ક૦ ૫૮ પુરૂષવેદનો ક૦ ૫૯ સ્ત્રીવેદનો ક૦ ૬૦ નપુંસકવેદનો ક૦ ૬૧ તિર્યંચગતિ. ૬૨ તિર્યંચાનુપૂર્વી. ૬૩ એકેંદ્રિય જાતિ. ૬૪ બેરેંદ્રિય જા૦ ૬૫ તેરેંદ્રિય જા૦ ૬૬ ચતુરિંદ્રિય જા૦ ૬૭ અશુભવિહાયો ગતિ. ૬૮ ઉપઘાત નામકર્મ. ૬૯ અપ્રશસ્ત વર્ણ. ૭૦ અ૦ ગંધ. ૭૧ અ૦ રસ. ૭૨ અ૦ સ્પર્શ. ૭૩ રૂષભનારાચ સંઘયણ. ૭૪ નારાચ સં૦ ૭૫ અર્દ્ધનારાચ

સં૦ ૭૬ કીલિકા સં૦ ૭૭ છેવઠું સં૦ ૭૮ ન્યગ્રોધપારિમંડલ સં૦ ૭૯ સાદિ સંસ્થાન. ૮૦ વામન સં૦ ૮૧ કુબ્જ સં૦ ૮૨ હુંડક સં૦

**આ તત્વ હેય=છોડવા યોગ્ય છે.**

૫ **આશ્રવ તત્વના ૪૨ રૂપીભેદ**—૧ સ્પર્શ ઇંદ્રિય. ૨ રસ ઇં૦ ૩ ઘ્રાણ ઇં૦ ૪ ચક્ષુ ઇં૦ ૫ શ્રોત ઇં૦ ૬ ક્રોધ કષાય. ૭ માન ક૦ ૮ માયા ક૦ ૯ લોભ ક૦ ૧૦ પ્રાણાતિપાત અવ્રત. ૧૧ મૃષાવાદ અ૦ ૧૨ અદત્તાદાન અ૦ ૧૩ મૈથુન અ૦ ૧૪ પરિગ્રહ અ૦ ૧૫ અશુભ મનોયોગ. ૧૬ અ૦ વચનયોગ. ૧૭ અ૦ કાયયોગ. ૧૮ કાયિકી ક્રિયા. ૧૯ અધિકરણકી ક્રિ૦ ૨૦ પ્રદ્વેષિકી ક્રિ૦ ૨૧ પારિતાપનકી ક્રિ૦ ૨૨ પ્રાણાતિપાતકી ક્રિ૦ ૨૩ આરંભકી ક્રિ૦ ૨૪ પારિગ્રહિકી ક્રિ૦ ૨૫ માયાપ્રત્યયિકી ક્રિ૦ ૨૬ મિથ્યાત્વદર્શન પ્રત્યયિકી ક્રિ૦ ૨૮ દષ્ટિકી ક્રિ૦ ૨૯ પૃષ્ટિકી ક્રિ૦ ૩૦ પાડુચ્ચકી ક્રિ૦ ૩૧ સામંતોપનિપાતિકી ક્રિ૦ ૩૨ નૈશસ્ત્રિકી ક્રિ૦ ૩૩ સ્વહસ્તકી ક્રિ૦ ૩૪ આજ્ઞાપનિકી ક્રિ૦ ૩૫ વિદારણિકી ક્રિ૦ ૩૬ અનાભોગિકી ક્રિ૦ ૩૭ અનવકાંક્ષપ્રત્યયિકી ક્રિ૦ ૩૮ પ્રયોગિકી ક્રિ૦ ૩૯ સમુદાયિકી ક્રિ૦ ૪૦ પ્રેમકી ક્રિ૦ ૪૧ દ્વેષિકી ક્રિ૦ ૪૨ ઇર્યાપથિકી ક્રિ૦

**આ તત્વ હેય=છોડવા યોગ્ય છે.**

૬ **સંવર તત્વના ૫૭ અરૂપી ભેદ**—

**૧ પાંચ સમિતિ**—૧ ઇર્યા. ૨ ભાષા. ૩ એષણા. ૪ આદાનભંડ નિક્ષેપણા. ૫ પારિષ્ઠાપનિકા.

**૨ ત્રણ ગુપ્તિ**—૧ મન. ૨ વચન. ૩ કાય.

**૩ બાવીસ પરિસહ**—૧ ક્ષુધા. ૨ પિપાસા. ૩ શીત. ૪ ઉષ્ણ. ૫ ડંશમશક. ૬ અચલેક. ૭ અરતિ. ૮ સ્ત્રી. ૯ ચર્યા. ૧૦ નૈષેધિકી. ૧૧ શય્યા. ૧૨ આક્રોશ. ૧૩ વધ. ૧૪ યાચના. ૧૫ અલાભ. ૧૬ રોગ. ૧૭ તૃણુસ્પરસ. ૧૮ મલ. ૧૯ સત્કાર. ૨૦ પ્રજ્ઞા. ૨૧ અજ્ઞાન. ૨૨ સમ્યક્ત્વ.

**૪ દશ ધર્મ**—૧ ક્ષમા. ૨ માર્દૂવ. ૩ આર્યવ. ૪ મુક્તિ. ૫ તપો. ૬ સંયમ. ૭ સત્ય. ૮ શૌચ. ૯ અકિંચન. ૧૦ બ્રહ્મચર્ય.

**૫ બાર ભાવના**—૧ અનિત્ય. ૨ અશરણુ. ૩ સંસાર. ૪ એકત્વ. ૫ અન્યત્વ. ૬ અશુચિ. ૭ આશ્રવ. ૮ સંવર. ૯ નિર્જરા. ૧૦ લોકસ્વરૂપ. ૧૧ બોધિદુર્લભ. ૧૨ ધર્મ.

**૬ પાંચ ચારિત્ર**—૧ સામાયિક. ૨. છેદોપસ્થાપનીય. ૩ પરિહારવિશુદ્ધિ. ૪ સૂક્ષ્મસંપરાય. ૫ યથાખ્યાત.

**આ તત્વ ઉપાદેય=આદરવા યોગ્ય છે.**

**૭ નિર્જરા તત્વના ૧૨ અરૂપી ભેદ**—

**૧ છ બાહ્ય તપ**—૧ અણુશણુ. ૨ ઉણોદરિ. ૩ વ્રતિસંક્ષેપ. ૪ રસ ત્યાગ. ૫ કાય કલેશ. ૬ સંલીનતા.

**૨ છ અભ્યંતર તપ**—૧ પ્રાયશ્ચિત. ૨ વિનય. ૩ વૈયાવચ્ચ. ૪ સજ્ઝાય. ૫ ધ્યાન. ૬ ઉપસર્ગ.

**આ તત્વ ઉપાદેય=આદરવા યોગ્ય છે.**

**૮ બંધ તત્વના ૪ અરૂપી ભેદ**—૧ પ્રકૃતિબંધ. ૨ સ્થિતિ બંધ. ૩ અનુભાગબંધ. ૪ પ્રદેશબંધ.

**આ તત્વ હેય=છોડવા યોગ્ય છે.**

**૯ મોક્ષ તત્વના ૯ અરૂપી ભેદ**—૧ સંતપદનીપરૂપણા દ્વાર. ૨ દ્રવ્યપ્રમાણુ દ્વા૦ ૩ ક્ષેત્ર દ્વા૦ ૪ સ્પર્શના દ્વા૦ ૫ કાલ

દ્વા૦ ૬ અંતરે દ્વા૦ ૭ ભાગ દ્વા૦ ૮ ક્ષાયિકાદિકભાવ દ્વા૦ ૯ અલ્પબહુત્વ દ્વા૦

## હવે પંદર પ્રકારે સિદ્ધ થાય છે તે નીચે મુજબ.

૧ જીણુ સિદ્ધ. ૨ અજીણુ સિં૦ ૩ તીર્થે સિં૦ ૪ અતીર્થે સિં૦ ૫ ગૃહલિંગે સિં૦ ૬ અન્યલિંગે સિં૦ ૭ સ્વલિંગે સિં૦ ૮ સ્ત્રીલિંગે સિં૦ ૯ પુરૂષલિંગે સિં૦ ૧૦ નપુંસકલિંગે સિં૦ ૧૧ પ્રત્યેક બુદ્ધ. ૧૨ સ્વયં બુદ્ધ. ૧૩ બુદ્ધબોધિત. ૧૪ એક સિદ્ધ. ૧૫ અનેક સિદ્ધ.

## હવે સિદ્ધમાં ગયા પછી ૮ ગુણ પ્રગટ થાયછે તે નીચે મુજબ.

૧ અનંત જ્ઞાન. ૨ અં૦ દર્શન ૩ અક્ષય સુખ. ૪ ક્ષાયક સમકિત. ૫ અક્ષય. ૬ અરૂપી ૭ અગુરૂ લઘુ. ૮ અનંત વીર્ય.

આ તત્વ ઉપાદેય=આદરવા યોગ્ય છે.

આ નવ તત્વ જાણે યા ન જાણે તો પણ જીનેશ્વરના વચનમાં આસ્થા રાખે તેને સમકિત છે એમ જાણવું. જે માણસને બે ઘડી પણ સમકિત ફરસ્યું હોય તેને અર્દ્ધ પુદ્ગલ પરાવર્ત સંસાર બાકી રહેછે અને અનંતા અવસર્પિણી અને ઉત્સર્પિણી જાય ત્યારે એક પુદ્ગલ પરાવર્ત થાય.

( ઇતિ નવ તત્વ સંપૂર્ણ. )

# ८ अथ चोविस डंडक.

૧ સાત નરકનો. ૨ અસુર કુમારનો. ૩ નાગકુમારનો. ૪ સુવર્ણ કુમારનો. ૫ વિદ્યુત કુમારનો. ૬ અગ્નિ કુમારનો.

૭ દ્વીપ કુમારનો. ૮ ઉદધિ કુમારનો. ૯ દિશિ કુમારનો. ૧૦ વાયુ કુમારનો. ૧૧ સ્તનિત કુમારનો. ૧૨ પૃથ્વીકાયનો. ૧૩ અપકાયનો. ૧૪ તેઉકાયનો. ૧૫ વાઉકાયનો. ૧૬ વનસ્પતિકાયનો. ૧૭ બેરેંદ્રિયનો. ૧૮ તેરેંદ્રિયનો. ૧૯ ચૌરેંદ્રિયનો. ૨૦ તિર્યંચ પંચેંદ્રિયનો. ૨૧ મનુષ્યનો. ૨૨ વાણ વ્યંતરનો. ૨૩ જ્યોત્સીનો. ૨૪ વૈમાનિક દેવોનો.

## ९ अथ आठ कर्मनी १५८ प्रकृति.

૧ જ્ઞાના વર્ણીય કર્મની ૫ પ્રકૃતિ. ૨ દર્શના વર્ણીય કર્મની ૯ પ્રકૃતિ. ૩ વેદનીય કર્મની ૨ પ્રકૃતિ. ૪ મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ. ૫ આયુ કર્મની ૪ પ્રકૃતિ. ૬ નામ કર્મની ૧૦૩ પ્રકૃતિ. ૭ ગોત્ર કર્મની ૨ પ્રકૃતિ. ૮ અંતરાય કર્મની ૫ પ્રકૃતિ.

## १० अथ मार्गणाना १४ बोल.

૧ ગતિ માર્ગણાના ૪ પ્રકાર. ૨ ઇંદ્રિય માર્ગણાના ૫ પ્રકાર. ૩ કાય માર્ગણાના ૬ પ્રકાર. ૪ યોગ માર્ગણાના ૩ પ્રકાર. ૫ વેદ માર્ગણાના ૩ પ્રકાર. ૬ કષાય માર્ગણાના ૪ પ્રકાર. ૭ જ્ઞાનં માર્ગણાના ૮ પ્રકાર. ૮ સયંમ માર્ગણાના ૭ પ્રકાર. ૯ દર્શન માર્ગણાના ૪ પ્રકાર. ૧૦ લેશ્યા માર્ગણાના ૬ પ્રકાર. ૧૧ ભવ્ય માર્ગણાના ૨ પ્રકાર. ૧૨ સમ્યકત્વ માર્ગણાના ૬ પ્રકાર. ૧૩ સન્નિ માર્ગણાના ૨ પ્રકાર. ૧૪ આહાર માર્ગણાના ૨ પ્રકાર.

(ઇતિ વિવિધ બોલ સંગ્રહ સંપૂર્ણ.)

# अथ श्री चौवीश जिननां एकसोने वीश कल्याणकनी तिथियो.

પ્રત્યેક તીર્થંકરનાં પાંચ પાંચ કલ્યાણુક હોયછે. ને તે એકેકા કલ્યાણુકને દીવસે ગણુણું ગણાય છે.

જે દીવસે શ્રી તીર્થંકર પરગતીથી ચવીને માતાના ઉદરને વિષે આવેછે તે દીવસેચ્યવન કલ્યાણુક કહેવાયછે તે વખતે **"परमेष्ठिनेनमः"**

જે દીવસે શ્રી તીર્થંકરનો જન્મ થાયછે તે દીવસે જન્મ કલ્યાણુક કહેવાય છે તે વખતે **"अर्हतेनमः"**

જે દીવસે શ્રી તીર્થંકર દીક્ષા લઇ મુનિપણું ધારણુ કરે છે તે દીવસ દીક્ષા કલ્યાણુક કહેવાય છે તે વખતે **"नाथायनमः"**

જે દીવસે શ્રી તીર્થંકર ભગવાનને કેવલજ્ઞાન ઉત્પન્ન થાયછે તે દીવસે સંપૂર્ણું જ્ઞાન કલ્યાણુક કહેછે તે વખતે **"सर्वज्ञायनमः"**

જે દીવસે શ્રી તીર્થંકર ભગવાનને મોક્ષની પ્રાપ્તિ થાયછે તે દીવસે નિર્વાણુ કલ્યાણુક કહેવાયછે તે વખતે **"पारंगतायनमः"** એ પ્રકારે ગણુણું ગણાય છે.

એ રીતે પાંચ કલ્યાણુક એકેકા તીર્થંકરના ગણુતાં ચોવીસ જીનનાં એકસોને વીસ કલ્યાણુક થાયછે તેના દીવસો નીચે પ્રમાણે.

આમાં લખેલી તિથીઓ હાલમાં અહીંઆ ચાલતી રીતથી જુદી ગણેલીછે. માટે તે એ પ્રમાણે ગણવું કે અહીંઆં દરેક માસમાં પ્રથમ વદિ પક્ષ લખેલોછે તે આપણી રીત પ્રમાણે પાછળના માસની વદિ પક્ષ ગણવો અને શુદિ પક્ષનો બરોબરછે. ફક્ત વદિમાંજ ફેર છે. જેમકે આપણે જે આસોવદ તે આ ચોપડીમાં લખેલી કારતકવદ તેજછે. એ પ્રમાણે સઘળે ઠેકાણે સમજવું.

| માસ | તીર્થંકર | તીથીયો. | કલ્યાણક. |
| --- | --- | --- | --- |
| કા૦ | ૩ | વ—૫ | કેવળજ્ઞાન. |
| ,, | ૨૨ | વ-૧૨ | ચ્યવન. |
| ,, | ૬ | વ-૧૨ | જનમ્યા. |
| ,, | ૬ | વ-૧૩ | દીક્ષા લીધી. |
| ,, | ૨૪ | વ-૩૦ | મોક્ષ પામ્યા |
| ,, | ૯ | શુ—૩ | કેવળજ્ઞાન. |
| ,, | ૧૮ | શુ-૧૨ | કેવળજ્ઞાન. |
| મા૦ | ૯ | વ—૫ | જનમ્યા. |
| ,, | ૯ | વ—૬ | દીક્ષા લીધી. |
| ,, | ૨૮ | વ-૧૦ | દીક્ષા લીધી. |
| ,, | ૬ | વ-૧૧ | મોક્ષપામ્યા. |
| ,, | ૧૮ | શુ-૧૦ | જનમ્યા. |
| ,, | ૧૮ | શુ-૧૦ | મોક્ષ પામ્યા |
| ,, | ૧૮ | શુ-૧૧. | દીક્ષા લીધી. |
| ,, | ૧૯ | શુ-૧૧ | જનમ્યા. |
| ,, | ૧૯ | શુ-૧૧ | દીક્ષાલીધી. |
| ,, | ૧૯ | શુ-૧૧ | કેવળજ્ઞાન. |
| ,, | ૨૧ | શુ-૧૧ | કેવળજ્ઞાન. |
| ,, | ૩ | શુ-૧૪ | જનમ્યા. |
| ,, | ૩ | શુ-૧૫ | દીક્ષાલીધી. |
| પો૦ | ૨૩ | વ-૧૦ | જનમ્યા. |
| ,, | ૨૩ | વ-૧૧ | દીક્ષા લીધી. |

| માસ | તીર્થંકર | તીથીયો. | કલ્યાણક. |
| --- | --- | --- | --- |
| ,, | ૮ | વ-૧૨ | જનમ્યા. |
| ,, | ૮ | વ-૧૩ | દીક્ષા લીધી. |
| ,, | ૧૦ | વ-૧૪ | કેવળજ્ઞાન. |
| ,, | ૧૩ | શુ—૬ | કેવળજ્ઞાન. |
| ,, | ૨ | શુ—૯ | કેવળજ્ઞાન. |
| ,, | ૨ | શુ-૧૧ | કેવળજ્ઞાન. |
| ,, | ૪ | શુ-૧૪ | કેવળજ્ઞાન. |
| ,, | ૧૫ | શુ-૧૫ | કેવળજ્ઞાન. |
| મા૦ | ૬ | વ—૬ | ચ્યવન. |
| ,, | ૧૦ | વ-૧૨ | જનમ્યા. |
| ,, | ૧૦ | વ-૧૨ | દીક્ષા લીધી. |
| ,, | ૧ | વ-૧૩ | મોક્ષપામ્યા. |
| ,, | ૧૧ | વ-૩૦ | કેવળજ્ઞાન. |
| ,, | ૪ | શુ—૨ | જનમ્યા. |
| ,, | ૧૨ | શુ—૨ | કેવળજ્ઞાન. |
| ,, | ૧૫ | શુ—૩ | જનમ્યા. |
| ,, | ૧૩ | શુ—૩ | જનમ્યા. |
| ,, | ૧૩ | શુ—૪ | દીક્ષાલીધી. |
| ,, | ૨ | શુ—૮ | જનમ્યા. |
| ,, | ૨ | શુ—૯ | દીક્ષા લીધી. |
| ,, | ૪ | શુ-૧૨ | દીક્ષા લીધી. |
| ,, | ૧૫ | શુ-૧૩ | દીક્ષા લીધી. |

| માસ | તીર્થંકર | તીથીયો. | કલ્યાણક. |
| --- | --- | --- | --- |
| ફા૦ | ૭ | વ—૬ | કેવળજ્ઞાન. |
| „ | ૭ | વ—૭ | મોક્ષ પામ્યા. |
| „ | ૮ | વ—૭ | કેવળજ્ઞાન. |
| „ | ૯ | વ—૯ | ચ્યવન. |
| „ | ૧ | વ-૧૧ | કેવળજ્ઞાન. |
| „ | ૨૦ | વ-૧૨ | કેવળજ્ઞાન. |
| „ | ૧૧ | વ-૧૨ | જનમ્યા. |
| „ | ૧૧ | વ-૧૩ | દીક્ષા લીધી. |
| „ | ૧૨ | વ-૧૪ | જનમ્યા. |
| „ | ૧૨ | વ-૩૦ | દીક્ષા લીધી. |
| „ | ૧૮ | શુ-૨ | ચ્યવન. |
| „ | ૧૯ | શુ-૪ | ચ્યવન. |
| „ | ૩ | શુ-૮ | ચ્યવન. |
| „ | ૨૦ | શુ-૧૨ | દીક્ષા લીધી. |
| „ | ૧૯ | શુ-૧૨ | મોક્ષ પામ્યા. |
| ચૈ૦ | ૨૩ | વ-૪ | ચ્યવન. |
| „ | ૨૩ | વ-૪ | કેવળજ્ઞાન. |
| „ | ૮ | વ-૫ | ચ્યવન. |
| „ | ૧ | વ-૮ | જનમ્યા. |
| „ | ૧ | વ-૮ | દીક્ષા લીધી. |
| „ | ૧૭ | શુ-૩ | કેવળજ્ઞાન. |
| „ | ૧૪ | શુ-૫ | મોક્ષ પામ્યા. |

| માસ | તીર્થંકર | તીથીયો. | કલ્યાણક. |
| --- | --- | --- | --- |
| „ | ૨ | શુ-૫ | મોક્ષ પામ્યા |
| „ | ૩ | શુ-૫ | મોક્ષ પામ્યા |
| „ | ૫ | શુ-૯ | મોક્ષ પામ્યા |
| „ | ૫ | શુ-૧૧ | કેવળજ્ઞાન. |
| „ | ૨૪ | શુ-૧૩ | જનમ્યા. |
| „ | ૬ | શુ-૧૫ | કેવળજ્ઞાન. |
| વૈ૦ | ૧૧ | વ-૧ | મોક્ષ પામ્યા. |
| „ | ૧૦ | વ-૨ | મોક્ષ પામ્યા. |
| „ | ૧૭ | વ-૫ | દીક્ષા લીધી. |
| „ | ૧૦ | વ-૬ | ચ્યવન. |
| „ | ૨૧ | વ-૧૦ | મોક્ષ પામ્યા. |
| „ | ૧૪ | વ-૧૩ | જનમ્યા. |
| „ | ૧૪ | વ-૧૪ | દીક્ષા લીધી. |
| „ | ૧૪ | વ-૧૪ | કેવળજ્ઞાન. |
| „ | ૧૭ | વ-૧૪ | જનમ્યા. |
| „ | ૪ | શુ-૪ | ચ્યવન. |
| „ | ૧૫ | શુ-૭ | ચ્યવન. |
| „ | ૪ | શુ-૮ | મોક્ષ પામ્યા. |
| „ | ૫ | શુ-૮ | જનમ્યા. |
| „ | ૫ | શુ-૯ | દીક્ષા લીધી. |
| „ | ૨૪ | શુ-૧૦ | કેવળજ્ઞાન. |
| „ | ૧૩ | શુ-૧૨ | ચ્યવન. |

| માસ | તીર્થંકર | તીથીયો. | કલ્યાણક. |
| --- | --- | --- | --- |
| ,, | ૨ | શુ-૧૩ | ચ્યવન. |
| જે૦ | ૧૧ | વ-૬ | ચ્યવન. |
| ,, | ૨૦ | વ-૮ | જનમ્યા. |
| ,, | ૨૦ | વ-૯ | મોક્ષ પામ્યા. |
| ,, | ૧૬ | વ-૧૩ | જનમ્યા. |
| ,, | ૧૬ | વ-૧૩ | મોક્ષ પામ્યા. |
| ,, | ૧૬ | વ-૧૪ | દીક્ષા લીધી. |
| ,, | ૧૫ | શુ-૫ | મોક્ષ પામ્યા. |
| ,, | ૧૨ | શુ-૯ | ચ્યવન. |
| ,, | ૭ | શુ-૧૨ | જનમ્યા. |
| ,, | ૭ | શુ-૧૩ | દીક્ષા લીધી. |
| આ૦ | ૧ | વ-૪ | ચ્યવન. |
| ,, | ૧૩ | વ-૭ | મોક્ષ પામ્યા. |
| ,, | ૨૧ | વ-૯ | દીક્ષા લીધી. |
| ,, | ૨૪ | શુ-૬ | ચ્યવન. |
| ,, | ૨૨ | શુ-૮ | મોક્ષ પામ્યા. |
| ,, | ૧૨ | શુ-૧૪ | મોક્ષ પામ્યા. |
| શ્રા૦ | ૧૧ | વ-૩ | મોક્ષ પામ્યા. |
| ,, | ૧૪ | વ-૭ | ચ્યવન. |
| ,, | ૨૧ | વ-૮૪ | જનમ્યા. |
| ,, | ૧૭ | વ-૯ | ચ્યવન. |
| ,, | ૫ | શુ-૨ | ચ્યવન. |
| ,, | ૨૨ | શુ-૫ | જનમ્યા. |
| ,, | ૨૨ | શુ-૬ | દીક્ષા લીધી. |
| ,, | ૨૩ | શુ-૮ | મોક્ષ પામ્યા. |
| ,, | ૨૦ | શુ-૧૫ | ચ્યવન. |
| ભા૦ | ૧૬ | વ-૭ | ચ્યવન. |
| ,, | ૮ | વ-૭ | મોક્ષ પામ્યા. |
| ,, | ૭ | વ-૮ | ચ્યવન. |
| ,, | ૯ | શુ-૯ | મોક્ષ પામ્યા. |
| આ૦ | ૨૨ | વ-૩૦ | કેવળજ્ઞાન. |
| ,, | ૨૧ | શુ-૧૫ | ચ્યવન. |



# અથ શ્રી મૌન એકાદશીનું દોઢશો કલ્યાણિકનું ગણણું.

નીચે લખેલા કોઠામાં સંક્ષેપે લખેલા શબ્દનો વીગત.

સર્વ૦=સર્વજ્ઞાયનમઃ

અર્હં૦=અર્હતેનમઃ

નાથા=નાથાયનમઃ

૧ જંબુદ્વીપે ભરતે અતીત ચોવીશી.

૪ શ્રી મહાયશઃ સર્વ૦
૬ શ્રી સર્વાનુભૂતિ અર્હં૦
૬ શ્રી સર્વાનુભૂતિ નાથા૦
૬ શ્રી સર્વાનુભૂતિ સર્વ૦
૭ શ્રી શ્રીધર નાથા૦

૨ જંબુદ્વીપે ભરતે વર્તમાન ચોવીશી.

૨૧ શ્રી નમીનાથ સર્વ૦
૧૯ શ્રી મલ્લિનાથ અર્હં૦
૧૯ શ્રી મલ્લિનાથ નાથા૦
૧૯ શ્રી મલ્લિનાથ સર્વ૦
૧૮ શ્રી અરનાથ નાથા૦

૩ જંબુદ્વીપે ભરતે અનાગત ચોવીશી.

૪ શ્રી સ્વયંપ્રભ સર્વ૦
૬ શ્રી દેવશ્રુત અર્હં૦
૬ શ્રી દેવશ્રુત નાથા૦
૬ શ્રી દેવશ્રુત સર્વ૦
૭ શ્રી ઉદયનાથ નાથા૦

૪ ધાતકી ખંડે પૂર્વ ભરતે અતીત ચોવીશી.

૪ શ્રી અકલંક સર્વ૦
૬ શ્રી શુભંકરનાથ અર્હં૦
૬ શ્રી શુભંકરનાથ નાથા૦
૬ શ્રી શુભંકરનાથ સર્વ૦
૭ શ્રી સપ્તનાથ નાથા૦

૫ ધાતકી ખંડે પૂર્વ ભરતે વર્તમાન ચોવીશી.

૨૧ શ્રી બ્રહ્મેંદ્રનાથ સર્વ૦
૧૯ શ્રી ગુણનાથ અર્હ૦
૧૯ શ્રી ગુણનાથ નાથા૦
૧૯ શ્રી ગુણનાથ સર્વ૦
૧૮ શ્રી ગાંગિકનાથ નાથા૦

૬ ધાતકી ખંડે પૂર્વ ભરતે અનાગત ચોવીશી.

૪ શ્રી સાંપ્રત સર્વ૦
૬ શ્રી મુનીનાથ અર્હ૦
૬ શ્રી મુનીનાથ નાથા૦
૬ શ્રી મુનીનાથ સર્વ૦
૬ શ્રી વિશિષ્ટનાથ નાથા૦

૭ પુષ્કર વર દ્વીપે પૂર્વ ભરતે અતીત ચોવીશી.

૪ શ્રી સુમૃદુનાથ સર્વ૦
૬ શ્રી વ્યક્તનાથ અર્હ૦
૬ શ્રી વ્યક્તનાથ નાથા૦
૬ શ્રી વ્યક્તનાથ સર્વ૦
૭ શ્રી કલાશત નાથા૦

૮ પુષ્કર વર દ્વીપે પૂર્વ ભરતે વર્તમાન ચોવીશી.

૨૧ શ્રી અરણ્યવાસ સર્વ૦
૧૯ શ્રી યોગનાથ અર્હ૦
૧૯ શ્રી યોગનાથ નાથા૦
૧૯ શ્રી યોગનાથ સર્વ૦
૧૮ શ્રી અયોગનાથ નાથા૦

૯ પુષ્કર વર દ્વીપે પૂર્વ ભરતે અનાગત ચોવીશી.

૪ શ્રી પરમ સર્વ૦
૬ શ્રી શુદ્ધાર્તિનાથ અર્હ૦
૬ શ્રી શુદ્ધાર્તિનાથ નાથા૦
૬ શ્રી શુદ્ધાર્તિનાથ સર્વ૦
૭ શ્રી નિઃકેશનાથ નાથા૦

૧૦ ધાતકી ખંડે પશ્ચિમ ભરતે અતીત ચોવીશી.

૪ શ્રી સર્વાર્થ સર્વ૦
૬ શ્રી હરિભદ્ર અર્હ૦
૬ શ્રી હરિભદ્ર નાથા૦
૬ શ્રી હરિભદ્ર સર્વ૦
૭ શ્રી મગધાધિપ નાથા૦

૧૧ ધાતકી ખંડે પશ્ચિમ ભરતે વર્તમાન ચોવીશી.

૨૧ શ્રી પ્રયચ્છ સર્વ૦
૧૯ શ્રી અક્ષોભનાથ અર્હ૦

૧૯ શ્રી અક્ષોભનાથ નાથા૦
૧૯ શ્રી અક્ષોભનાથ સર્વ૦
૧૮ શ્રી મલયસિંહ સર્વ૦

**૧૨ ધાતકી ખંડે પશ્ચિમ ભરતે અનાગત ચોવીશી.**

૪ શ્રી દીનરૂક્ સર્વ૦
૬ શ્રી ધનદનાથ અર્હં૦
૬ શ્રી ધનદનાથ નાથા૦
૬ શ્રી ધનદનાથ સર્વ૦
૭ શ્રી પૌષધનાથ નાથા૦

**૧૩ પુષ્કર વર દ્વીપે પશ્ચિમ ભરતે અતીત ચોવીશી.**

૪ શ્રી પ્રલંબ સર્વ૦
૬ શ્રી ચારિત્રનિધિ અર્હં૦
૬ શ્રી ચારિત્રનિધિ નાથા૦
૬ શ્રી ચારિત્રનિધિ સર્વ૦
૭ શ્રી પ્રશમરાજિત નાથા૦

**૧૪ પુષ્કર વર દ્વીપે પશ્ચિમ ભરતે વર્તમાન ચોવીશી.**

૨૧ શ્રી સ્વામી સર્વ૦
૧૯ શ્રી વિપરીતનાથ અર્હં૦
૧૯ શ્રી વિપરીતનાથ નાથા૦
૧૯ શ્રી વિપરીતનાથ સર્વ૦
૧૮ શ્રી પ્રસાદનાથ નાથા૦

**૧૫ પુષ્કર વર દ્વીપે પશ્ચિમ ભરતે અનાગત ચોવીશી.**

૪ શ્રી અઘટિતનાથ સર્વ૦
૬ શ્રી ભ્રમણેંદ્રનાથ અર્હં૦
૬ શ્રી ભ્રમણેંદ્રનાથ નાથા૦
૬ શ્રી ભ્રમણેંદ્રનાથ સર્વ૦
૭ શ્રી ઋષભચંદ્ર નાથા૦

**૧૬ જંબુદ્વીપે ઐરવૃતે અતીત ચોવીશી.**

૪ શ્રી દયાંત સર્વ૦
૬ શ્રી અભિનંદનનાથ અર્હં૦
૬ શ્રી અભિનંદનનાથ નાથા૦
૬ શ્રી અભિનંદનનાથ સર્વ૦
૭ શ્રી રત્નેશનાથ નાથા૦

**૧૭ જંબુદ્વીપે ઐરવૃતે વર્તમાન ચોવીશી.**

૨૧ શ્રી શ્યામકોષ્ટ સર્વ૦
૧૯ શ્રી મરૂદેવનાથ અર્હં૦
૧૯ શ્રી મરૂદેવનાથ નાથા૦
૧૯ શ્રી મરૂદેવનાથ સર્વ૦
૧૮ શ્રી અતિપાર્શ્વ નાથા૦

**૧૮ જંબુદ્વીપે ઐરવૃતે અનાગત ચોવીશી.**

૪ શ્રી નંદીષેણ સર્વ૦
૬ શ્રી વ્રતધરનાથ અર્હં૦
૬ શ્રી વ્રતધરનાથ નાથા૦
૬ શ્રી વ્રતધરનાથ સર્વ૦
૭ શ્રી નિર્વાણનાથ નાથા૦

**૧૯ ધાતકી ખંડ પૂર્વ ઐરવૃતે અતિત ચોવીશી.**

૪ શ્રી સૌંદર્ય સર્વ૦
૬ શ્રી ત્રિવિક્રમનાથ અર્હં૦
૬ શ્રી ત્રિવિક્રમનાથ નાથા૦
૬ શ્રી ત્રિવિક્રમનાથ સર્વ૦
૭ શ્રી નરસિંહનાથ નાથા૦

**૨૦ ધાતકી ખંડે પૂર્વ ઐરવૃતે વર્તમાન ચોવીશી.**

૨૧ શ્રી ખેમંત સર્વ૦
૧૯ શ્રી સંતોષિતનાથ અર્હં૦
૧૯ શ્રી સંતોષિતનાથ નાથા૦
૧૯ શ્રી સંતોષિતનાથ સર્વ૦
૧૮ શ્રી કામનાથ નાથા૦

**૨૧ ધાતકી ખંડે પૂર્વ ઐરવૃતે અનાગત ચોવીશી.**

૪ શ્રી મુનિનાથ સર્વ૦
૬ શ્રી ચંદ્રદાહ અર્હં૦
૬ શ્રી ચંદ્રદાહ નાથા૦
૬ શ્રી ચંદ્રદાહ સર્વ૦
૭ શ્રી દિલાદિત્ય નાથા૦

**૨૨ પુષ્કરાર્ધે પૂર્વ ઐરવૃતે અતીત ચોવીશી.**

૪ શ્રી અષ્ટાહિક સર્વ૦
૬ શ્રી વણિક્નાથ અર્હં૦
૬ શ્રી વણિક્નાથ નાથા૦
૬ શ્રી વણિક્નાથ સર્વ૦
૭ શ્રી ઉદયજ્ઞાન નાથા૦

**૨૩ પુષ્કરાર્ધે પૂર્વ ઐરવૃતે વર્તમાન ચોવીશી.**

૨૧ શ્રી તમઃકંદ સર્વ૦
૧૯ શ્રી સાયકાક્ષ અર્હં૦
૧૯ શ્રી સાયકાક્ષ નાથા૦
૧૯ શ્રી સાયકાક્ષ સર્વ૦
૧૮ શ્રી ક્ષેમંતનાથ નાથા૦

**૨૪ પુષ્કરાર્ધે પૂર્વ ઐરવૃતે અનાગત ચોવીશી.**

૪ શ્રી નિર્વાણીક સર્વ૦
૬ શ્રી રવિરાજ અર્હં૦
૬ શ્રી રવિરાજ નાથા૦

૬ શ્રી રવિરાજ સર્વ૦
૭ શ્રી પ્રથમનાથ નાથા૦

**૨૫ ધાતકી ખંડ પશ્ચિમ ઐરવૃતે અતીત ચોવીશી.**

૪ શ્રી પુરૂરવા સર્વ૦
૬ શ્રી અવબોધ અર્હં૦
૬ શ્રી અવબોધ નાથા૦
૬ શ્રી અવબોધ સર્વ૦
૭ શ્રી વિક્રમેંદ્ર નાથા૦

**૨૬ ધાતકી ખંડ પશ્ચિમ ઐરવૃતે વર્તમાન ચોવીશી.**

૨૧ શ્રી સુશાંતિ સર્વ૦
૧૯ શ્રી હરદેવ અર્હં૦
૧૯ શ્રી હરદેવ નાથા૦
૧૯ શ્રી હરદેવ સર્વ૦
૧૮ શ્રી નંદીકેશ નાથા૦

**૨૭ ધાતકી ખંડ પશ્ચિમ ઐરવૃતે અનાગત ચોવીશી.**

૪ શ્રી મહામૃગેંદ્ર સર્વ૦
૬ શ્રી અશોચિત અર્હં૦
૬ શ્રી અશોચિત નાથા૦
૬ શ્રી અશોચિત સર્વ૦
૭ શ્રી ધર્મેદ્રનાથ નાથા૦

**૨૮ પુષ્કર વર દ્વીપે પશ્ચિમ ઐરવૃતે અતીત ચોવીશી.**

૨૧ શ્રી અશ્વવૃંદ સર્વ૦
૧૯ શ્રી કુટિલક અર્હં૦
૧૯ શ્રી કુટિલક નાથા૦
૧૯ શ્રી કુટિલક સર્વ૦
૧૮ શ્રી વર્ધમાન નાથા૦

**૨૯ પુષ્કર વર દ્વીપે પશ્ચિમે ઐરવૃતે વર્તમાન ચોવીશી.**

૨૧ શ્રી નંદિકેશ સર્વ૦
૧૯ શ્રી ધર્મચંદ્ર અર્હં૦
૧૯ શ્રી ધર્મચંદ્ર નાથા૦
૧૯ શ્રી ધર્મચંદ્ર સર્વ૦
૧૮ શ્રી વિવેકનાથ નાથા૦

**૩૦ પુષ્કર વર દ્વીપે પશ્ચિમ ઐરવૃતે અનાગત ચોવીશી.**

૪ શ્રી કલાપક સર્વ૦
૬ શ્રી વિશોમ અર્હં૦
૬ શ્રી વિશોમ નાથા૦
૬ શ્રી વિશોમ સર્વ૦
૭ શ્રી અરણ્યનાથ નાથા૦

# श्री अरिहंत प्रतिमा वंदन तथा पूजन विधि.



श्लोक

पुष्पाद्यर्चा तदा ज्ञा च तद्द्रव्यपरिरिक्षणं ।
उत्सवास्तीर्थ यात्राश्च भक्तितः पंच विधाजिने ॥

१ पुष्पादिकथी पूजा करवी. २ जीनराजनी आज्ञा पाळवी. ३ देवद्रव्यनुं रक्षण करवुं. ४ ओच्छव करवा. ५ तीर्थ यात्रा करवी. ए पांच प्रकारनी जीनराजनी भक्ति छे.

जेम कोइ पुरूषने पोतानी माता, पिता के गुरूनी छबी जोइ आनंद थाय छे, ने तेने मन, वचन, ने कायाए करीने नमस्कार करे छे; तथा पोतानी स्त्रीनी मूर्त्ति जोइने काम व्याप्त थायछे; तेमज परमेश्वरनी शांत मुद्रावाळी मूर्त्ति जोइने आपणने आनंद उत्पन्न थाय छे, एटलुंज नहीं, पण तेमना सद्गुणोनुं अनुकरण करवानुं मन थायछे, वळी आपणे जेम जेम वधारे भावथी ते प्रतिमाने निरखीए छीए, तथा स्तुति नमस्कार पूजा आदि प्रकारथी तेनुं बहु मान करीए छीए, तेम तेम आपणा आत्मामां सद्गुणो ग्रहण करवानी तथा सदाचरणथी चालीने मोक्ष मेळववानी इच्छाना अंकुरो प्रगट थाय छे. प्रतिमानुं दर्शन करवाथी, पूजा करवाथी, जे उत्तम जीवनुं ते प्रतिबिंब छे तेना चरित्रनुं मनन करवाथी, तथा आपणी जींदगी पण तेना जेवी धर्मिष्ट, दयाळु, ने

પરોપકારી થાય, ને આપણે પણ તેની પેઠે મોક્ષનાં અનંતસુખ મેળવીએ, એવી ભાવના ભાવાથી આપણને કલ્યાણ થાયછે. ને પરંપરાએ તેના જેવી સ્થિતિએ પહોંચવાને આપણે લાયક થઇએ છીએ.

## પૂજાની વિધી નીચે મુજબ.

ન્હાવાને ઠેકાણે કિડિઓનાં નથરાં=દર તથા લીલ ફુલ વિગેરે જીવની ઉત્પત્તિ હોવી ન જોઇએ, તથા પાણી ઢોળવાથી જીવ ઉત્પન્ન થવાનો સંભવ પણ ન હોય, એવે ઠેકાણે પાટલે બેસીને ઉના મીઠા પાણીએ ન્હાવું. ન્હાતાં શરીર શુદ્ધ થાય તેના કરતાં વધારે પાણી ઢોળવું નહીં. ન્હાતા વડીનીતી કરવાનું=ઝાડે ફરવાનું વસ્ત્ર પહેરવું નહીં ને ન્હાવાનું પંચિઉં જુદું રાખવું. ન્હાયા પછી રૂમાલ વતી શરીર સાફ કરીને પૂજાનું જુદુ સ્વચ્છ વસ્ત્ર રાખેલું હોય તે પહેરવું. અને એક સાડીનું (એકવડું આતરી રહિત વસ્ત્રનું) ઉત્તરાસણ કરવું, અને આઠ પડો મુખકોષ બાંધી વિધિ પુર્વક જીનરાજના દેરાસરમાં પ્રવેશ કરી અનુક્રમે યતના સહિત જીનરાજને મોરપિંછી, પોથે વાળાકુંચી, ન્હવણ અને અંગુલુહણાં કરવાં; ત્યાર પછી ધુપ, અગર, કેસર અને અખંડ ફુલ વિગેરેથી જીનરાજની દ્રવ્ય પુજા કરવી, ને કેસરમાં જમણા હાથની અનામીકા=ટચલી આંગળીની પાસેની આંગળીનું ટેરવું નખને કેસર અડે નહીં એવી રીતે બોળી નિર્મળ ચિત્તે પ્રભુજીના નવે અંગે પુજા કરવી તે નીચે પ્રમાણે.—

# अथ जिन नव अंगी पूजाना दूहा.

અંગુઠે—જળ ભરી સંપુટ પત્રમાં, યુગલીક નર પૂજંત;
રિખવ ચરણ અંગુઠડો, દાયક ભવજળ અંત. ૧
ઢીંચણે—જાનુ બળે કાઉસ્સગ્ગ રહ્યા, વિચર્યા દેશ વિદેશ;
ખડાં ખડાં કેવળ લહ્યું, પૂજો જાનું નરેશ. ૨
કાંડે—લોકાંતિક વચને કરી, વરસ્યા વરશીદાન;
કરકાંડે પ્રભુ પૂજના, પૂજો ભવિ બહુ માન. ૩
ખભે—માન ગયું હોય અંસથી, દેખી વીર્ય અનંત;
ભુજા બળે ભવજળ તર્યા, પુજો ખંધ મહંત. ૪
મસ્તકે—સિદ્ધશિલા ગુણ ઉજળી, લોકાંતે ભગવંત;
વસિયા તેણે કારણ ભવી, સિદ્ધ શીખા પૂજંત. ૫
કપાળે—તિર્થંકર પદ પુન્યથી, ત્રિભુવન જન સેવંત;
ત્રિભુવન તિલક સમા પ્રભુ, ભાળ તિલક જયવંત. ૬
કંઠે—સોળ પહોર પ્રભુ દેશના, કંઠે વિવર વરતુલ;
મધુર ધ્વનીં સુરનર સુણે, તિણે ગળે તિલક અમુલ. ૭
હૃદયે—હૃદય કમળ ઉપસમ બળે, બાળ્યા રાગને રોષ;
હેમ દહે વન ખંડને, હૃદય તિલક સંતોષ. ૮
નાભિ—રત્નત્રયી ગુણ ઉજળી, સકળ સુગુણ વિસરામ;
નાભિ કમળની પૂજના, કરતાં અવિચળ ધામ. ૯
હાથજોડીને—ઉપદેશક નવતત્વના, તિણે નવ અંગ જીણંદ;
પૂજો બહુ વિધ રાગશું, કહે શુભ વીર મુણિંદ. ૧૦

એ રીતે નવ અંગ પુજવાં તેમાં પ્રથમ જમણું અંગ પુજયા પછી ડાબું અંગ પુજવું. વળી સિદ્ધચક્રજીમાં અરિહંતાદિક નવપદની અનુક્રમે પૂજા કરી મંગળીકને અર્થે અષ્ટ મંગળ કેસરથી આલેખવા. પછી મંડપમાંથી બહાર નીકળીને જીનભુવનમાં પ્રભુ સન્મુખ બેસીને સ્વસ્તિક અથવા સાથીઓ નિચે પ્રમાણે અક્ષત=ચોખાથી પુરવો.

## स्वस्तिक अथवा साथिओ.



☞ આ ઉપરના સાથીઆમાં ચાર પાંખાંને ચાર ગતિ—મનુષ્ય, દેવ, તિર્યંચ, નારકીનાં સુચક સમજવાં, તથા ત્રણ બિંદુને ત્રણ રત્ન—જ્ઞાન, દર્શન, ચારિત્રનાં સમજવાં અને અર્દ્ધ ચંદ્રાકારનું ચિન્હ છે તે ઉર્ધ્વસ્થાન—શિદ્ધશિલ્લા=મુક્તિ સ્થાનનું સુચક છે.

આ સ્વસ્તિકપુરી માગવાનું કે— હે! ત્રિલોકનાથ

આ ચાર ગતીમાંથી મને મુકત કરી, જ્ઞાન, દર્શન ને ચારિત્ર રૂપ દાન દઇ અજરામર સ્થાન—મોક્ષસ્થાન પામવા શકિતમાન કર.

આ સાથીઓ ચૈત્યવંદન કર્યા પહેલાં અક્ષત=ચોખાથી પુરી નૈવેદ, ફુળ પ્રમુખથી અગ્રપૂજા કરવી. પછી ભાવપૂજા=ચૈત્યવંદન કરવું.

---

# अथ गुणमाळा बत्रीशी.

દેવ સદા અરહિંત મુજ, ગુરૂ ગુણવંત સુસાધ;
ધર્મ દયાધુર જિન કથીત, એ સમકિત મેં લાધ. ૧
અજ્ઞાનાદીક અડદસ દોષ, વર્જિત દ્વાદશ ગુણમણિ કોશ;
આદિકરાદિક સ્તવને યોગ, તે અરિહંત દેવ નીરોગ. ૨
સમ્યગ્ દર્શન જ્ઞાન ચરિત્ર, રત્ન ત્રયિ શિવપંથ પવિત્ર;
તામે જે ગણિ પાઠક યતી, કરે પ્રજત્ન સુગુરૂ જીનમતિ.૩
હિંસાદિક જે પાપ અઢાર, તે ઉપાત્રિ કરી રહિત ઉદાર;
સમકિત વિનય દયા જસુ મૂલ, તે જીન ધરમ કરમપ્રતિકુળ.૪
શ્રીઅરિહંતાદીક પદ પંચ, તાસ નમણ હુત પાપ પ્રપંચ;
સહુ મંગળમેં મંગળ મુખી,વલી તે નમણ કરતશીવસુખી.૫
શ્રીઅરિહંત દેવ તસુ શ્રમણ,સુગુરૂ સુધર્મ પંચ પદ નમણ;
એહ વસે નીત જાકેમણે, તે નર ધન્ય કૃતારથ ગણે. ૬
ચઉ કસાય પટ હાસ અજ્ઞાન, હિંસા જુઠ અદત્તાદાન;
પ્રેમ પ્રસંગ મદ મચ્છર એવ,અડદશ દોશ રહિતજિનદેવ. ૭
રાગ દ્વેશ અવિરતિ મિથ્યાત, હાસ્યાદિક પટ કામ વિખ્યાત;
વિઘ્ન પંચ નિદ્રા અજ્ઞાન, અડદશ દોષ રહિત ભગવાન. ૮
ભામંડલ અશોક તરૂ છત્ર, દુંદુભિ દિવ્ય ધ્વનિકજ વૃષ્ટ;

સિંહાસન ચામર વર છત્ર, પ્રાતિહાર્ય વસુ જિનવર યત્ર. ૯
જ્ઞાન વચન પુજા ત્રયે, કષ્ટ નાશ ચોથો અતિશયે;
પ્રાતિહાર્ય અડઅતિશય ચાર, ઇમ અરિહંત તણા ગુણ બાર.
પરમ જ્ઞાન દર્શન સુપવિત્ત, અક્ષય સુખ અક્ષાયક સમકિત્ત;
અચલ અમૂર્ત્ત અનવગાહસુ, વિર્યઅનંત સિદ્ધ ગુણ વસુ.૧૧
લોચન શ્રોત્ર ઘ્રાણ રસ ફરસ, ઇંદ્રિય પાંચ દમણ ગુણ સરસ;
ક્રોધ માન માયા વલી લોભ, ચઉ કષાય વર્જન ગુણ શોભ.૧૨
સ્ત્રી નપુંસ પશુ થાનક હરે, કંથા૦ કામનીનિ નવિ કરે;
સ્ત્રી આસન નહિ બેસે કહિ, જાુએ સરાગ દ્રષ્ટિએ નહિ. ૧૩
ભિંત કનાત અંતરે જિહાં, સ્ત્રી શબ્દ આવે ન વસે તિહાં;
નવિ સંભારે પૂરવ ભોગ, ન કરે સરસઆહાર ભવ રોગ. ૧૪
વલી ન કરે અતિ માત્રાહાર, વરજે દેહ શોભા શ્રૃંગાર;
બ્રહ્મચર્યની એ નવ વાડ, પામે ન પડે શીળે ધાડ. ૧૫
હિંસા જાુઠ અદત્તાદાન, મૈથુન પરિગ્રહનો પચ્ચખાણ;
ત્રણ કરણ ત્રણ યોગે જેય, પાંચ મહાવ્રત કહીયે તેય. ૧૬
ઇર્યા ભાષા વલી એષણ, ગ્રહણ નીખેપણ પરિઠ્ઠાપણ;
સમિતી પંચ વલી મન વચ કાય, ગોપે ત્રણ ગુપ્તિ ગુણ થાય.૧૭
જ્ઞાનાચાર દર્શનાચાર, વલી ચારિત્રાચાર ઉદાર;
તપાચાર સુવિર્યાચાર, ગુણ છત્રીસ સુરીના સાર. ૧૮
અંગ અગ્યારે બાર ઉવંગ, ચરણ કરણ સત્તરિ બે ચંગ;
અથવા અંગ પૂર્વ પચવીસ, ગુણે પાઠક મુનિરાજ જગીસ. ૧૯
પાંચ મહાવ્રત પણ ગુણ સંચ, ઇંદ્રિય પાંચ દમણ ગુણ પંચ;
ચઉ કષાય વર્જન ગુણ ચ્યાર, વડૂ વૈરાગ્ય ક્ષમા ભંડાર. ૨૦
ભાવ કરણ યોગ ત્રય સાચ, સહુ ધારણ મન તનુ વળી વાચ;

સમ્યગ દર્શન જ્ઞાન ચરિત્ર, ત્રણ ત્રણ ગુણ નવક પવિત્ર. ૨૧
શીતોષ્ણાદિ વેદના સહન, મરણાંતક ઉપસર્ગ સુસહન;
એ સગવીસ ગુણે સંપન્ન, શિવ સાધક સાધુ તે ધન્ન. ૨૨
અષ્ટોતર શત ગુણ મણી માલ, કંઠ કરો ભવિયણ વિધિ નાલ;
નિરૂપમ ચૌદ પુર્વનો સાર, સારે સયલ કાજ નિરધાર. ૨૩
આતમ પટમલ ખાલણ ખ્યાર, સકલ કુશળ વલ્લી જલધાર;
આ ગુણમાળા કંઠે કરી, શેઠ સુદર્શનને શીવ વરી. ૨૪
અષ્ટ પ્રકાર જ્ઞાનાચાર, કાળ સુવિનયાદિક ઉચ્ચાર;
તત્વ અતત્વ તણી ઓળખાણ, થાય જેહુથી તે છે જ્ઞાન. ૨૫
વસુ વિધ દર્શનના આચાર, તે નિઃશંકતાદિક હીતકાર;
જિન વચને સાચો શ્રધાન, તે સમ્યક્ દર્શન ભવિ જાન. ૨૬
પાંચ સમીતિ ત્રણ ગુપ્તિસાર, ચરણાચાર અષ્ટ પ્રકાર;
નિજ ગુણં થિરતા સંવર સાર, તે ચારિત્ર મોક્ષ દાતાર. ૨૭
બાહ્ય અભિંતર તપ વિધ બાર, અણસણાદિ તે તપ આચાર;
અનસોપમજસુ જે નિજ ધ્યાન, તે તપ જાણે ચતુર સુજાણ.૨૮
દર્શન જ્ઞાન ચરણ તપ શુદ્ધ, ચતુર મિલાપ મોક્ષ અવિરૂદ્ધ;
જનમ મરણ ઉપદ્રવ રહિત,સદા અવસ્થિત થિર ગુણ સહિત.
ભાવ રોગ વસુ કર્મ નિરસ્ત, પાંચ અનંત અનંત પ્રશસ્ત;
અજ અવિનાશી અવ્યાબાધ, સિદ્ધ બુદ્ધ પરમાતમ સાધ. ૩૦
મોક્ષ વિશુદ્ધ આતમા એક, ભેદ નયે કરી નામ અનેક;
તે સાધો તજિ કર્મ નિધાન, કરી સુપરે ભવિ નવ પદ ધ્યાન. ૩૧
સય ઓગણીસ બત્તીસે સાલ, સુગુરૂ બુદ્ધિ બળ લહી રસાલ;
રાજપુરે ગુણમાળા રચિ, મોહ નિવારણ કારણ સચિ. ૩૨

(ઇતિ ગુણમાળા બત્રીશી સંપૂર્ણ.)

# अथ अष्टप्रकारी पूजाना दूहा.

ન્હુવણ વિલેપન કૂસુમની, ધૂપ દીપ મનોહાર;
અખંડ અક્ષત નૈવેદ્યની, અષ્ટમી ફળ સુવિચાર. १
ભાવસ્તવનને કારણે, દ્રવ્યસ્તવ અધિકાર;
કારણથી કારજ સધે, તેણે ધૂર પુજ ઉદાર. २
ઇણી પરે જળ પુજા કરી, કરીએ આપ્યા શુદ્ધ;
માને છિણ્યુ જે એહમાં, જાણો તેહ અશુદ્ધ. ३
હુવે કરવા ગુણ વાસના, અસંખ્યાત પ્રદેશ;
ચંદનની પૂજા કરો, આણી ભાવ વિશેષ. ४
પુજાને પારણામ દોઉ, કરો ચંદનકી રીત;
શીતળતાને સુગંધતા, જિમ ભાજે ભવભીત. ५
હુવે ત્રીજી સુમનસ તણી, પૂજા અતિહિ ઉદાર;
સુમનસ સુખ જિણથી લહે, તિણે સુમનસ પરકાર. ६
પ્રણિધાને સદ્ગતિ હોએ, પૂજથી કીમ નવી હોય;
સુમનસ ભાવે દુર્ગતા, પૂજ પંચાશક જોય. ७
હુતાશનથી કક્ષ જ્યું, તિમ ધ્યાનાનલે કર્મ;
તિણે મિશે ધૂપ પુજા કરો; પામો જ્યું શિવશર્મ. ८
ઇણપરિ ધૂપ પૂજા કરી, જિન આગળ શુભ ભાવ;
ટાળી વિભાવની પરિણતી, દૂર કરો પરભાવ. ९
જગ પ્રદીપ પુર દીપ શુભ, કરતાં ભાવો એહ;
અવરાણું જે અનાદિનું, જ્ઞાન લહો નિજ તેહ. १०

કેવળનાણ પઇવશુ, જ્યું લહે લોકા લોક;
ત્યું પૂજા દ્રવ્ય દીપની, કરતાં શિવફળ રોક. ૧૧
હવે અક્ષત પૂજા કરો, શાલિવ્રીહિ ગોધૂમ;
ઉજવળ પ્રભુ પુર ઢોઇને, ટાળો મોહકી ધુમ. ૧૨
અક્ષય ફળ લેવા ભણી, અક્ષત પૂજા ઉદાર;
ઇહ ભવ પણ નવિ ક્ષયે હોયે, રાજ રિધ્ધિ ભંડાર. ૧૩
હવે નૈવેદ્ય નિવેદના, કીજે જીમ હલીરાય;
ભવ નિર્વેદ પ્રભુ મુખે, માગો અવિચળ ઠાય. ૧૪
કર્ત્તા ભોકતા મુજ નહીં, પુદ્‌ગલ ભાવનો જીવ;
તિણે પુદ્‌ગલની ત્યાજના, કરતાં શર્મ સદૈવ. ૧૫
ફળ પુજા કરતાં થકાં, સફલ કરો અવતાર;
ફલ માગો પ્રભુ આગલે, તાર તાર મુજ તાર. ૧૬
જસ-ફલ ઓપમ જગ નહીં, પામ્યા પછી ન અંત;
અવ્યાબાધ અચળ અરૂજ, માગો સુખ અનંત. ૧૭

( ઇતિ અષ્ટપ્રકારી પૂજાના દૂહા સંપૂર્ણ. )

# अथ श्री स्तवन संग्रह.

## अथ श्री भावनाओ.

પ્રભુ દર્શન સુખ સંપદા, પ્રભુ દર્શન નવ નિદ્ધ;
પ્રભુ દર્શનથી પામીએ, સકળ પદાર્થ સિદ્ધ. ૧
ભાવે જીનવર પૂજીએ, ભાવે દિજે દાન;
ભાવે ભાવના ભાવિએ, ભાવે કેવળ જ્ઞાન. ૨

---

જગલયાધાર કૃપાવતાર, દુર્વાર સંસાર વિકાર વૈદ્ય;
શ્રીવીતરાગત્વયિમુગ્ધભાવાદ્દ,વિગ્નપ્રભોવિગ્નપયામિકિંચિત્ ૧

---

દેખીરે અદ્ભુત તાહારૂ રૂપ, અચરિજ ભવિકારૂપી પદવરો;
તાહારીગત તું જાણે હો દેવ, સમરણ ભજન તે વાચક જસ કહે.

---

તું અકલંકી રૂપ સ્વરૂપી, પરમાનંદ પદ તું દાઇ;
તું સંકર બ્રહ્મા જગદીશ્વર, વિતરાગ તું નીરમાઇ. ૧
અનોપમ રૂપ દેખિ તુજ રીઝે, સુર નર નારી કે વૃંદા;
નમો નિરંજન ફણી પતી શેવીત, પાસ ગોડીચા સુખકંદા. ૨
કાને કુંડળ શીર છત્ર બીરાજે, ચક્ષુ ટીકા નિરધારી;
અષ્ટ બીજોરૂ હાથ સોહએ, તુમ વંદે સહુ નરનારી. ૩
જળ આવી પ્રભુ નાકે અડીઆં, આસન કંપ્યાં નિરધારી;
નાગ નાગની છત્ર ધરેછે, જળ વરસાવ્યાં નિરધારી. ૪
રૂપવિજય કહે સુણો મેરી લાવણી, એસી સોભા બહુ સારી;

માત પિતા બંધવ સહુ સાથે, સંજમ લીધાં નિરધારી. ૫

# अथ श्री प्रभातीयां.

પાસ સંખેશ્વરા સાર કર સેવકાં, દેવકાં એવડી વાર લાગે;
કોડી કર જોડી દરબાર આગે ખડા, ઠાકુરા ચાકુરા માન માગે.૧
પ્રગટ થા પાસજી મેલી પડદો પરો, મોર અસુરાણને આપ છોડો;
મુજ મહીરાણ મંજુસમાં પેશીને, ખલકના નાથજી બંધખોલો.૨
જગતમાં દેવ જગદીશ તું જાગતો, એમશું આજ જીનરાજ ઉંધે;
મોટા દાનેશ્વરી તેહને દાખીએ, દાન દે જેહ જગ કાળ મધે. ૩
ભીડ પડી જાદવા જોર લાગીજરા, તતક્ષીણ ત્રિકમે તુજ સંભાર્યો;
પ્રગટ પાતાળથીપલકમાંતેં પ્રભુ, ભક્તજન તેહનોભયનિવાર્યો.૪
આદી અનાદી અરિહંત તું એક છે, દીન દયાળ છે કોણ દુજો;
ઉદયરતન કહે પ્રગટપ્રભૂ પાસજી, પાપી ભયભંજનો એહ પુજો.૫

૨

ચાલોને પ્રીતમજી પ્યારા શેત્રુંજય જઇએ;
શેત્રુંજય જઇએ ચાલો૦ એ આંકણી.
શું સંસારે રહ્યાછો મુજી, દિન દિન તન છીજે;
આઠ આભની છાયા સરખી, પોતાની કીજે. ચા૦ ૧
જે કરવું તે પેલાં કીજે, કાલે શી વાતો;
અણચિંતવીઆં આવી પડશે, સબળાની લાતો. ચા૦ ૨
ચતુરાઇ શું ચિત્તમાં ચેતી; હાથે તે સાથે;
મરણ તણા નીશાણ મોટાં, ગાજે છે માથે. ચા૦ ૩
માતા મરૂદેવા નંદન નીરખી, ભવ સફળો કીજે;
દાનવિજે સાહેબની શેવા, એ સબળી લીજે. ચા૦ ૪

# अथ श्री चैत्यवंदनो.

## અથ શ્રી શાંતિનાથજીનું ચૈત્યવંદન.

સકલ કુશલ વલ્લી, પુષ્કરાવર્ત્ત મેઘો, દુરિત તિમિર ભાનુઃ,
કલ્પવૃક્ષો પમાનઃ; ભવજલનિધિપોતઃ, સર્વ સંપત્તિહેતુઃ,
સભવતિ સતતંવઃ, શ્રેયસે શાંતિનાથઃ. ૧
સુધા સુંદર વાગ્જ્યોત્સ્ના, નિર્મલી કૃતદિઙ્મુખઃ;
મૃગ લક્ષ્માતમઃ શાંત્યૈ, શાંતિનાથો જીનોસ્તુ વઃ. ૨
ચિદાનંદૈકરૂપાય, જીનાય પરમાત્મને;
પરમાત્મપ્રકાશાય, નિત્યં સિદ્ધાત્મને નમઃ. ૩
અન્યથા શરણં નાસ્તિ, ત્વમેવ શરણં મમ;
તસ્માત્કારણભાવેન, રક્ષ રક્ષ જીનેશ્વર. ૪
પાતાલે યાનિ બિંબાનિ, યાનિ બિંબાનિ ભૂતલે;
સ્વર્ગેપિ યાનિ બિંબાનિ, તાનિ વંદે નિરંતરમ્. ૫

## અથ શ્રી સિદ્ધાચળનું ચૈત્યવંદન.

વીમળ કેવળ જ્ઞાન કમળા, કલીત ત્રિભુવન હિતકરં;
સુરરાજ સંસ્તુત ચરણ પંકજ, નમો આદી જીનેશ્વરં. ૧
વીમલ ગીરીવર શ્રૃંગ મંડણ, પ્રવર ગુણ ગણ ભુધરં,
સુર અસુર કીન્નર કોડી સેવીત, નમો૦ ૨
કરતી નાટક કીંમરી ગણ, ગાય જીન ગુણ મનહરં;
નીર્જરા વળી નમે અહોનીશ, નમો૦ ૩
પુંડરીક ગણપતી સિદ્ધી સાધી, કોડી પણ મુની મનહરં;
શ્રી વીમલ ગીરીવર શ્રૃંગ સિધ્યા, નમો૦ ૪

નીજ સાધ્ય સાધન સુર મુનીવર, કોડીઅનંત એ ગીરીવરં;
મુગતી રમણી વરયા રંગે, નમો૦ ૫
પાતાલ નર સુર લોક માંહી, વીમળ ગીરીવર તો પરં;
નહીં અધીક તીરથ તીર્થપતી કહે, નમો૦ ૬
એમ વિમળ ગીરીવર શિખર મંડણ, દુઃખ વીહંડણ ધ્યાઇએ;
નીજ શુદ્ધ સત્તા સાધનાર્થે, પરમ જયોતીને પાઇએ. ૭
જીત મોહ કોહ વીછોહ નીદ્રા, પરમ પદ સ્થિત જયંકરં;
ગિરીરાજ શેવા કરણ તત્પરં; પદ્મ વીજય સુહીતકરં. ૮

## અથ શ્રી શેત્રુંજય ચૈત્યવંદન.

શ્રી શેત્રુંજય સિદ્ધખેત્ર, દીઠે દુરગતિ વારે;
ભાવ ધરીને જે ચઢે, તેને ભવપાર ઉતારે. ૧
અનંત સિદ્ધનો એ ઠામ, સકળ તિરથનો રાય;
પુર્વ નવાણું રીખવદેવ, જ્યાં ઠવીયા પ્રભુ પાય. ૨
સૂરજકુંડ સોહામણો, કવીડજક્ષ અભીરામ;
નાભિરાયાકુલ મંડણો, જિનવર કરૂં પ્રણામ. ૩

---

આજ દેવ અરિહંત નમું, સમરૂં તારૂં નામ;
જ્યાં જ્યાં પ્રતિમા જીનતણી, ત્યાં ત્યાં કરૂં પ્રણામ. ૧
શેત્રુંજય શ્રી આદિદેવ, નેમ નમું ગિરનાર;
તારંગે શ્રી અજીતનાથ, આબુ રિખવ જુહાર. ૨
અષ્ટાપદ ગિરી ઉપરે, જીન ચોવીશી જોય;
મણીમય મુરતિ માનશું, ભરતે ભરાવી સોય. ૩
સમેતશિખર તિરથ વડું, જ્યાં વિશે જીનપાય;
વૈભારક ગિરીવર ઉપરે, શ્રી વીર જીનેશ્વર રાય. ૪

માંડવગઢનો રાજીઓ, નામે દેવ સુપાસ;
રીખવ કહે જીન સમરતાં, પોહોંચે મનની આશ. ૫

અથ શ્રી ચોવીસ જીનના વર્ણનું ચૈત્યવંદન.

પદ્મ પ્રભુને વાસુપુજય, દોય રાતા કહીએ;
ચંદ્રપ્રભુને સુવિધીનાથ, દો ઉજવળ લહીએ. ૧
મલ્લીનાથ ને પાર્શ્વનાથ, દો નીલા નીરખ્યા;
મુનીસુવ્રત ને નેમનાથ, દો. અંજન સરીખા. ૨
શોળે જીન કંચન સમા, એહવા જીન ચોવીશ;
ધીર વિમળ પંડિત તણો, જ્ઞાન વીમળ કહે શિશ. ૩

અથ શ્રી ચોવીસ જીનના સમકેત ભવગણતીનું

ચૈત્યવંદન.

પ્રથમ તીર્થંકર તણા હુવા, ભવ તેર કહીજે;
શાંતી તણા ભવ બાર સાર, નવ ભવ નેમ લહીજે. ૧
દસ ભવ પાસ જીણંદના, સત્તાવીશ શ્રી. વીર;
શેષ તીર્થંકર ત્રહુ ભવે, પામ્યા ભવ જલ તીર. ૨
જયાંથી સમકીત ફરસીયું એ, ત્યાંથી ગણીએ તેહ;
ધીર વિમળ પંડીત તણો, જ્ઞાન વીમળ ગુણ ગેહ. ૩

અથ શ્રી પંચ પરમેષ્ટિનું ચૈત્યવંદન.

બાર ગુણ અરિહંત દેવ, પ્રણમી જે ભાવે;
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે. ૧
આચારજ ગુણ છત્રીસ, પચવીસ ઉવઝાય;
સત્તાવીસ ગુણ સાધુના, જપતાં સુખ થાય. ૨

અષ્ટોતર સય ગુણ મળી એ, એમ સમરો નવકાર;
ધીર વિમળ પંડોત તણો, નય પ્રણમે નીત સાર. ૩

---

પ્રહસમે ભાવ ધરી ઘણો, પ્રણમું મનરે આણંદ;
ધન વેળા ધન તે ઘડી, નિરખુ પ્રભુ મુખ ચંદ. ૧
રિખભ અજીત સંભવ ભલા, અભીનંદન વંદુ;
સુમતી પદમ પ્રભુ જીનવરા, શ્રી સુપાસ જીણંદુ. ૨
ચંદ્ર પ્રભુ સુવધિ નમુ, શીતળ શ્રેયાંસ;
વાસપુજ્ય વિમળ પ્રભુ, અનંત ધર્મ જીણંદ. ૩
શાંતી કુંથુ અર જીનવરા, એ ત્રણ ચક્રી કહીજે;
મલ્લી મુનિસુવ્રત પ્રભુ, નમિ નેમ જીણંદ. ૪
પાર્શ્વ વીર નીત વંદીએ, એવા જીનરે ચોવીશ;
જ્ઞાન વિમળ સુરી પ્રણમતાં, નીત હોય જગીસ. ૫

## અથ શ્રી મંદીરસ્વામીનું ચૈત્યવંદન.

શ્રી સીમંદીર વિતરાગ, ત્રીભુવન ઉપગારી;
શ્રી શ્રેયાંસ પિતાકુલે, બહુ શોભા તુમારી. ૧
ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી;
વૃષભ લંછને વિરાજમાન, વંદે નરનારી. ૨
ધનુષ પાંચશે દેહડીએ, સોહીએ સોવનવાન;
કીર્ત્તિ વિજય ઉવઝાયનો, વિનય ધરે તુમ ધ્યાન. ૩

૨

શ્રી સીમંદીર જગધણી, આ ભરતે આવો;
કરૂણાવંત કરૂણા કરી, અમને વંદાવો. ૧

સકળ ભકત તુમે ધણી, જો હોવે અમનાથ;
ભવોભવ હું છું તાહરો, નહીં મેલું હવે સાથ. ૨
સયલ સંગ છંડી કરી, ચારિત્ર લેઇશું;
પાય તુમારા સેવીને, સીવ રમણી લહશું. ૩
એ અળગો મુજને ધણોએ, પુરો સીમંદીર દેવ;
ઇહાં થકી હું વીનવું, અવધારો મુજ સેવ. ૪

૩

શ્રી સીમંધર પરમાત્મા, શીવ સુખના દાતા;
પુખ્ખલવૈ વિજયે જયો, સર્વ જીવના ત્રાતા. ૧
પુર્વ વિદેહે પુંડરગીરી, નયરીએ સોહે;
શ્રી શ્રેયાંસ રાજા તીહાં, ભવિયણનાં મન મોહે. ૨
ચઉદ સુપન નિર્મળ લહી, સત્યકી રાણી માત;
કુંથુ અરજીનાંતરે, સીમંધર જીન જાત. ૩
અનુક્રમે પ્રભુજી જનમિયા, વળી યોવન આવે;
માત પિતા હરખે કરી, રૂક્ષમણી પરણાવે. ૪
ભોગવી સુખ સંસારનાં, સંજમ મન લાવે;
મુનીસુવ્રત નમી અંતરે, દીક્ષા પ્રભુ પાવે. ૫
ઘાતી કર્મનો ક્ષય કરી, પામ્યા કેવળ નાણ;
વૃષભ લંછન ને સોભતા, સર્વ ભાવના જાણ. ૬
ચોરાશી પ્રભુ ગણધરા, મુનીવર એકસો કોડ;
ત્રણ ભુવનમાં જોયતા, નહીં કોઇ એની જોડ. ૭
દસ લાખ કહ્યા કેવળી, પ્રભુજીનો પરિવાર;
એક સમય ત્રણ કાળના, જાણે સર્વ વિચાર. ૮
ઉદય પેઢાલ જીણાંતરે એ, થાશે જીનવર સિદ્ધ;

જસ વિજય ગુરૂ પ્રણમતાં, શુભ વાંછીત ફળ સિદ્ધ. ૯

## અથ શ્રી બીજનું ચૈત્યવંદન.

દુવિધ ધર્મ જીણે ઉપદિસ્યો, ચોથા અભીનંદન;
બીજે જન્મ્યા તે પ્રભુ, ભવ દુઃખ નિકંદન. ૧
દુવિધ ધ્યાન તુમે પરિહરો, આદરો દોય ધ્યાન;
ઇમ પરકાસ્યું સુમતિ જીને, તે ચવિયા બીજ દીન. ૨
દોય બંધન રાગ દ્વેશ, તેહને ભવિ તજીએ;
મુજપરે સીતલ જિન કહે, બીજ દીન શિવ ભજીએ. ૩
જીવાજીવ પદાર્થનું, કરો નાણ સુજાણ;
બીજ દિને વાસુપુજય પરે, લહો કેવળ નાણ. ૪
નિશ્ચય નય વ્યવહાર દોય, એકાંત ન ગ્રહીએ;
અર જીન બીજ દિને ચવી, એમ જીન આગળ કહીએ. ૫
વર્ત્તમાન ચોવીશીએ, એમ જીન કલ્યાણ;
બીજ દિને કેઇ પામીયાં, પ્રભું નાણ નિર્વાણ. ૬
એમ અનંત ચોવીશીએ, હુઆં બહુ કલ્યાણ;
જીન ઉત્તમ પદ પદ્મને, નમતાં હોય સુખ ખાંણ. ૭

## અથ શ્રી જ્ઞાનપંચમીનું ચૈત્યવંદન.

ત્રીગડે બેઠા વીર જીન, ભાખે ભવિજન આગે;
ત્રીકરણશું ત્રીહુ લોકજન, નીસુણો મન રાગે. ૧
આરાધો ભલી ભાતસેં, પાંચમ અજુઆળી;
જ્ઞાન આરાધના કારણે, એહજ તિથી નીહાળી. ૨
જ્ઞાન વિના પશુ સરિખા, જાણી એણે સંસાર;
જ્ઞાન આરાધનથી લહે, સીવપદ સુખ શ્રીકાર. ૩

જ્ઞાન રહીત ક્રીયા કહી, કાંસ કુસુમ ઉપમાન;
લોકા લોક પ્રકાશકર, જ્ઞાન એક પરધાન. ૪
જ્ઞાની શ્વાસો શ્વાસમાં, કરે કર્મનો છેહ;
પૂર્વ કોડી વરસો લગે, અજ્ઞાને કરે તેહ. ૫
દેશ આરાધક ક્રીયા કહી, સર્વ આરાધક જ્ઞાન;
જ્ઞાન તણો મહીમા ઘણો, અંગ પાંચમે ભગવાન. ૬
પંચ માસ લઘુ પંચમી, જાવ જીવ ઉત્કૃષ્ટી;
પંચ વરસ પંચ માસની, પંચમી કરો શુભ દ્રષ્ટી. ૭
એકાવનહી પંચનોએ, કાઉસગ્ગ લોગસ્સ કેરો;
ઉજમણું કરો ભાવશું, ટાળે ભવ ફેરો. ૮
એણી પેરે પંચમી આરાધીએ, આણી ભાવ અપાર;
વરદત્ત ગુણ મંજરી પરે, રંગ વિજય લહો સાર. ૯

## અથ શ્રી અષ્ટમીનું ચૈત્યવંદન.

માહા સુદી આઠમને દીને, વિજયા સુત જાયો;
તેમ ફાગણ સુદી આઠમે, સંભવ ચવી આવ્યો. ૧
ચૈતર વદની આઠમે, જનમ્યા રૂષભ જીણંદ;
દિક્ષા પણ એ દીન લહી, હુઆ પ્રથમ મુનીચંદ. ૨
માધવ સુદિ આઠમ દીને, આઠ કર્મ કર્યાં દૂર;
અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપુર. ૩
એહિજ આઠમ ઉજળી, જન્મ્યા સુમતિ જીણંદ;
આઠ જાતિ કળશે કરી, ન્હવરાવે સુરનર ઇન્દ્ર. ૪
જનમ્યા જેઠ વદી આઠમે, મુનીસુવ્રત સ્વામી;
નેમિ અસાડ સુદી આઠમે, અષ્ટમી ગતી પામી. ૫

શ્રાવણ વદની આઠમે, નમી જનમ્યા જગ ભાણ;
તેમ શ્રાવણ સુદી આઠમે, પાસજીનું નીરવાણ. ૬
ભાદરવા વદી આઠમ દીને, ચવીયા સ્વામી સુપાસ;
જીન ઉત્તમ પદ પદ્મને સેવ્યાથી શિવ વાસ. ૭

## અથ શ્રી એકાદસીનું ચૈત્યવંદન.

સાસન નાયક વીરજી, પ્રભુ કેવળ પાયો;
સંઘ ચતુરવીધ થાપવા, મ્હાસેન વન આયો. ૧
માધવ સીત એકાદશી, સોમજ દીજ યજ્ઞ;
ઇંદ્રભૂતી આદે મળ્યા, એકાદશ વિજ્ઞ. ૨
એકાદસસેં ચઉગુણા, તેહનો પરિવાર;
વેદ અર્થ અવળો કરે, મન અભિમાન અપાર. ૩
જીવાદિક સંશય હરીએ, એકાદશ ગણધાર;
વીરે થાપ્યા વંદીએ, જીન શાસન જયકાર. ૪
મલ્લી જન્મ અર મલ્લી પાસ, વર ચરણ વિલાસી;
રીખભ અજીત સુમતિ નમી, મલ્લી ઘનઘાતી વિનાસી. ૫
પદ્મ પ્રભુ શીવવાસ પાસ, ભય ભવનાં તોડી;
એકાદશી દીન આપણી, રીધ્ધ સગળી જોડી. ૬
દશ ખેત્રે ત્રીહું કાળનાં, ત્રણસેં કલ્યાણ;
વરસ અગીઆર એકાદશી, આરાધો વરનાણ. ૭
અગીઆર અંગ લખાવીએ; એકાદશ પાઠાં;
પુજણી ઠવણી વીંટણી, મસી કાગળ કાઠાં. ૮
અગીઆર અવ્રત છાંડવાએ, વહો પડીમાં અગીઆર;
ખીમા વિજય જીનસાસને, સફળ કરો અવતાર. ૯

# अथ श्री स्तवनो.

## અથ શ્રી સિદ્ધાચળનાં સ્તવનો.

### દુહા.

અકેકું ડગલુ ભરે, શેત્રુંજા સામો જેહ;
રીખવ કહે ભવ કોડનાં, કર્મ ખપાવે તેહ. ૧
શેત્રુંજા સમો તીરથ નહીં, રીખવ સમો નહી દેવ;
ગૌતમ સરખા ગુરૂ નહીં, વળી વળી વંદુ તેહ. ૨
સિદ્ધાચળ સમરૂ સદા, સોરઠ દેશ મોઝાર;
મનુષ જનમ પામી કરી, વંદુ વાર હજાર. ૩
સોરઠ દેશમાં સંચર્યો, ન ચઢયો ગઢ ગીરનાર;
સેત્રંજી નદી નાહ્યો નહી, તેનો એળે ગયો અવતાર. ૪
સેત્રંજી નદીમાં નાહીને, મુખ બાંધી મુખકોશ;
દેવ જુગાદી પુજીએ, આણી મન સંતોષ. ૫
જગમાં તીરથ દો વડા, સેત્રુંજય ગીરનાર;
એક ધડ રીખવ સમોસર્યા, એક ધડ નેમકુમાર. ૬
સિદ્ધાચળ સિદ્ધિ વર્યા, ગ્રહી મુનીલિંગ અનંત;
આગે અનંતા સિદ્ધસે, પુજો ભવી ભગવંત;
સેત્રુંજય ગીરી મંડણો, મારૂદેવીનો નંદ;
જુગલા ધર્મ નિવારકો, નમો યુગાદી જીણંદ. ૮

૧

આંખડીએરે મેં આજ સેત્રુંજો દીઠોરે,
સવા લાખ ટકાનો દહાડોરે, લાગે મને મીઠોરે;

સફળ થયોરે મારા મનનો ઉમાયો,
વાલા મારા ભવનો સંશય ભાગ્યોરે;
નરક ત્રીજંચ ગતિ દુર નીવારી, ચરણે પ્રભુજીને લાગ્યોરે. સે૦ ૧
માનવ ભવનો લાહો લીજે, વા. દેહડી પાવન કિજેરે;
સોના રૂપાને ફુલડે વધાવી, પ્રેમે પ્રદક્ષિણા દિજેરે. સે૦ ૨
દુધડે પખાળીને કેસર ઘોળી, વા. શ્રી આદેશ્વર પુજ્યારે;
શ્રી સિદ્ધાચળ નયણે જોતાં, પાપ મેવાસી ધ્રુજ્યારે. સે૦ ૩
શ્રી મુખ સુધર્મા સુરપતી આગે, વા. વીરજીણંદ એમ બોલેરે;
ત્રણ્ય ભુવનમાં તિરથ મોટું, નહીં કોઇ સેત્રુંજા તોલેરે. સે૦ ૪
ઇંદ્ર સરીખા એ તીરથની, વા. ચાકરી ચીત્તમાં ચાહેરે;
કાયાની તો કાહર કાઢી, સુરજ કુંડમાં નાહેરે. સે૦ ૫
કાંકરે કાંકરે શ્રી સિદ્ધખેત્રે, વા. સાધુ અનંતા સિદ્ધારે;
તે માટે એ તીરથ મોટું, ઉદ્ધાર અનંતા કીધારે. સે૦ ૬
નાભીરાયા સુત નજરે જોતાં, વા. મેહ અમીરસ વુઠયારે;
ઉદયરત્ન કહે આજ મારે પોતે, શ્રી આદેસર તુઠયારે. સે૦ ૭

૨

વિમલાચળ વિમલા પ્રાણી, સીતળ તરૂ છાયા ઠરાણી;
રસ વેધક કંચન ખાંણી, કહે ઇંદ્ર સુણો ઇંદ્રાણી.
સનેહીસંત એ ગેરી સેવો, ચૌદ ખેત્રમાં તિરથ નહીં એવો. સ૦
પટ્રી પાળી ઉલસીએ, છઠ્ઠ અઠ્ઠમ કાયા કશીએ;
મોહ મલ્લના સામા ધશીએ, વિમલાચલ વેગે વશીએ. સ૦
અન્ય થાનક કર્મ જે કરીએ, તેહીમ ગેરી હેઠા હરીએ;
પાછલ પરદક્ષણા ફરીએ, ભવજલ નિધિ હેલા તરીએ. સ૦

શિવ મંદિર ચડવા કાજે, સોપાનની પાંતી બિરાજે;
ચડતાં સમકિતિ છાજે, દૂરભવ્યા ભવ્ય તે લાજે. સ૦
પાંડવ પમુહા કેઇ સંતા, આદેશ્વર ધ્યાન ધરંતા;
પરમાતમ ભાવ ભજંતા, સિદ્ધાચળ સિદ્ધ અનંતા. સ૦
ષટ્ માસી ધ્યાન ધરાવે, સુક રાજાનું રાજ નિપાવે;
બહીરંતર શત્રુ હરાવે, સેત્રુંજો નામ ધરાવે. સ૦
પ્રાણી ધ્યાને ભજો ગેરી સાચો, તિર્થંકર નામ નહીં કાચો;
મોહરાયને લાગે તમાચો, શુભવીરં વિમલગીરી સાચો. સ૦

૩

આવો સખી સિદ્ધાચળ જઇએ, ગેરીવર ભેટી સુખ લહીએ;
જો જીન આણા શું રહીએ, આવો સખી સિદ્ધાચળ જઇએ.
સિદ્ધ અનંતાનો ઠામ, એવી જીનવરની વાણ;
જાણે આગમના જાણ. આવો સખી૦ ૧
એ ગેરીના ગુણ કહું કેત્તા, પાર ન પામે કેવળી લેતા,
કોડ પુરવ દેશના દેતા. આવો સખી૦ ૨
સંઘવી પ્રેમાશા આવે, રાજનગરનો સંઘ લાવે;
જાત્રા નવાણું કરે ભાવે. આવો સખી૦ ૩
જાત્રા નવાણું કરો ભાવે, એહવો અવસર ફરી નાવે;
આતમ શિવપુરમાં જાવે. આવો સખી૦ ૪
જાત્રાની હુંશો છે ભારી, લાગી અનુભવની તાળી;
ગેરીવર દરિસન બલીહારી. આવો સખી૦ ૫
અઢારસેં સત્યાશી વરસે, ગેરી ગુણ ગાયા મન હરખે;
મણીઉદ્યોત ગેરી ગુણ ગણશે. આવો સખી૦ ૬

૪

સિદ્ધાચળ ગેરી ભેટયારે, ધન્ય ભાગ્ય હુમારાં. એ આંકણી.
એ ગેરીવરનો મેʼમા મોટો, કેહેતાં ન આવે પારા;
રાયણ રિખભ સમોસર્યાસ્વામી, પુરવ નવાણું વારારે. ધ૦ ૧
મુળનાયક શ્રી આદિજીનેશ્વર, ચૌમુખ પ્રતિમા ચારા;
અષ્ટ દ્રવ્ય પુજો ભવિ ભાવે, સમકિત મુલ આધારારે. ધ૦ ૨
ભાવ ભગતિશું પ્રભુ ગુણ ગાતાં, અપના જનમ સુધારા;
જાત્રા કરી ભવિજન શુભ ભાવે,નરગતિ દુરગતિ વારારે.ધ૦૩
દુર દેશાંતરથી હું આવ્યો, શ્રવણે સુણી ગુણ તોરા;
પતીત ઉધારોને વિરૂધ તુમારો, એ તીરથ જગ સારારે.ધ૦ ૪
અઢારસેં ત્યાસી માસ અષાડો, વદ આઠમ ભોમવાર;
પ્રભુકે ચરણ પસાયથી સંધમાં,ખેમારતન પ્રભુ પ્યારારે.ધ૦૫

૫

મારૂમનમોહ્યુંરેશ્રીસીદ્ધાચળેરે,મારૂમનમોહ્યુંરેશ્રીવીમળાચળેરે;
દેખીને હરખિત હોય, વિધિશુ કિજેરે જાત્રા એહુનીરે;
ભવ ભવના દુઃખ જાય. મારૂ૦ ૧
પંચમે આરેરે પાવન કારણેરે, એ સમો તીરથ ન કોય;
મોટા મહીમારેજગમાં એહુનોરે,આ ભરતેઅહીયાંજોય.મા૦૨
એ ગિરી આવ્યા રે જિનવર ગણધરારે, સિધ્યા સાધુ અનંત;
કઠણ કરમ પણ એ ગિરી ફરસતાંરે,હોવે કરમનિ શાંત. મા૦૩
જૈન ધર્મ તે સાચો જાણીનેરે, માનવ તીરથ એ સ્તંભ;
સુરીનર કીંનર નૃપ વિદ્યાધરારે, કરતા નાટા હો રંગ. મા૦૪
ધન ધન દાહાડોરે ધન વેળા ઘડીરે, ધરીએ હૃદય મોઝાર;
જ્ઞાન વિમળસુરીગુણ એનાઘણારે,કહેતાંનઆવેરેપાર. મા૦૫

૬

શીરે સિદ્ધાચળ ભેટવા, મુજ મન અધિક ઉમાયો;
રીખવદેવ પુજા કરી, લીજે ભવ તણો લાહો. શીરે૦ ૧
મણીમય મુરત રીખભની, નિપાઇ અભિરામ;
ભુવન કરાવ્યાં કનકનાં, રાખ્યાં ભરતે નામ. શીરે૦ ૨
નેમ વિના તેવીસ પ્રભુ, આવ્યા સિદ્ધ ખેત્ર જાણી;
સેત્રુંજા સમો તીરથ નહીં, બોલ્યા સીમંધર વાણી.શીરે૦ ૩
પુરવ નવાણું સમોસર્યા, સ્વામી રીખવ જીણંદ;
રામ પાંડવ મુગતે ગયા, પામ્યા પરમાનંદ. શીરે૦ ૪
પુરવ પુન્ય પસાયથી, પુંડરીક ગેરી પાયો;
કાંતિ વિજય હરખે કરી, શ્રી સિદ્ધાચળ ગાયો. શીરે૦ ૫

૭

(જસોદા માવડી. એ. દેશી.)

જાત્રાનવાણુંકરીએવિમલગિરિ,જાત્રાનવાણુંકરીએ.એઆંકણી.
પુરવનવાણુંવારશેત્રુંજગિરિ,રિખભજિણંદસમોસરીએ.વિ૦૧
કોડસહુસ ભવ પાતક ત્રુટે,શેત્રુંજ સાહામો ડગ ભરીએ. વિ૦૨
સાત છઠ્ઠ દોય અઠ્ઠમ તપસ્યા, કરી ચઢીએ ગિરિવરીએ. વિ૦૩
પુંડરીક પદ જપીએ હરખે, અધ્યવસાય શુભ ધરીએ. વિ૦૪
પાપી અભવ્ય નં નજરે દેખે, હિંસક પણ ઉદ્ધરિયે. વિ૦ ૫
ભુઇ સંથારો ને નારી તણો સંગ, દુર થકી પરિહરીએ. વિ૦૬
સચિતપરિહારીનેઅકલઆહારી,ગુરૂ સાથેપદચરીએ. વિ૦૭
પડિક્કમણા દોય વિધિશું કરીએ,પાપ પડલ વિખરીએ.વિ૦૮

કળી કાલે એ તીરથ મોહોટું, પ્રવહણ જીમ ભવ દરીએ. વિ૦૯
ઉત્તમ એ ગિરિવર સેવંતા, પદ્મ કહે ભવ તરીએ વિમલ ૧૦

## અથ શ્રી રીખવદેવનું સ્તવન.

જગજીવન જગ વાલહો, મરૂદેવીનો નંદ લાલરે;
મુખ દીઠે સુખ ઉપજે, દર્શન અતિ આનંદ લાલરે. જ. ૧
આંખડી અંબુજ પાંખડી, અષ્ટમી શશિ સમ ભાલ લાલરે;
વદન તે સારદ ચંદલો, વાણી અતિ રસાલ લાલરે. જ. ૨
લક્ષણ અંગે વિરાજતા, અડહીય સહસ ઉદાર લાલરે;
રેખા કર ચરણાદીકે, અભ્યંતર નહી પાર લાલરે. જ. ૩
ઇંદ્ર ચંદ્ર રવિ ગિરી તણા, ગુણ લઇ ઘડીયું અંગ લાલરે;
ભાગ્ય કીહાં થકી આવીયું, અચરિજ એહ ઉતંગ લાલરે. જ. ૪
ગુણ સઘળા અંગે કર્યા, દૂર કર્યા સવિ દોષ લાલરે;
વાચક જસ વિજયે થુણ્યો, દેજો સુખનો પોખ લાલરે. જ. ૫

## અથ શ્રી અજીતનાથનું સ્તવન.

(અનંતજીન આપજોરે. એ. દેશી.)

જ્ઞાનાદિક ગુણ સંપદા રે, તુજ અનંત અપાર;
તે સાંભળતાં ઉપની રે, રૂચિ તેણે પાર ઉતાર.
અજીતજીન તારજો રે, તારજો દીનદયાલ; અ૦ ૧
જે જે કારણ જેહના રે, સામગ્રી સંજોગ;
મલતાં કારજ નીપજે રે, કર્તા તણે પ્રયોગ. અ૦ ૨
કાર્ય સિદ્ધિ કર્ત્તા વસૂ રે, લહી કારણ સંયોગ;
નિજ પદ કારક પ્રભુ મળ્યા રે, હોય નિમિતહ ભોગ. અ૦ ૩

અજકુલ ગત કેસરી લહે રે, નિજ પદ સિંધ નિહાલ;
તેમ પ્રભુ ભકતે ભવિ લહે રે, આતમ શક્તિ સંભાલ. અ૦ ૪
કારણ પદ કર્ત્તા પણે રે, કરી આરોપ અભેદ;
નિજપદ અર્થી પ્રભુ થકી રે, કરે અનેક ઉમેદ. અ૦ ૫
એવા પરમાતમ પ્રભુ રે, પરમાનંદ સ્વરૂપ;
સ્યાદવાદ સત્તા રસી રે, અમલ અખંડ અનુપ. અ૦ ૬
આરોપીત સૂખ ભ્રમ ટળ્યો રે, ભાસ્યો અવ્યાબાધ;
સમર્યું અભિલાખી પણું રે, કર્ત્તા સાધન સાધ્ય. અ૦ ૭
ગ્રાહકતા સ્વામીત્વતા રે, વ્યાપક ભોકતા ભાવ;
કારણતા કારજ દશા રે, સકલ ગ્રહ્યું નિજ ભાવ. અ૦ ૮
શ્રદ્ધા ભાસન રમણતા રે, દાનાદિક પરિણામ;
સકલ થયા સત્તારસી રે, જીનવર દર્શન પામ. અ૦ ૯
તેણે નિર્યામક માહણો રે, વૈદ્ય ગોપી આધાર;
દેવચંદ્ર સુખ સાગરૂ રે, ભાવ ધર્મ દાતાર. અ૦ ૧૦

## અથ શ્રી સંભવનાથનું સ્તવનં.

સાહિબ સાંભળો રે, સંભવ અરજ હમારી,
ભવોભવ હું ભમ્યો રે, ન લહિ સેવા તુમારી;
નરક નિગોદમાં રે, તિહાં હું બહુ ભવ ભમીઓ,
તુમ વિના દુખ સહ્યાં રે, અહનિસ ક્રોધે ધમધમિયો. સા૦ ૧
ઇંદ્રિયવશ પડયો રે, પાળ્યાં વ્રત નવિ સુસે,
ત્રસ પણ નવિ ગણ્યા રે, હણીયા થાવર હુંસે;
વ્રત ચિત્ત વી ધર્યાં રે, બીજું સાચું ન બોલ્યું,
પાપની ગોઠડી રે, તિહાં મેં હુડકલું ખોલ્યું. સા૦ ૨

ચોરી મેં કરી રે, ચઉવિહ અદત્ત ન ટાલ્યું,
શ્રી જીન આણશું રે, મેં નવી સંજમ પાલ્યું;
મધુકર તણી અરે રે, શુદ્ધ ન આહાર ગવેખ્યો,
રસના લાલચે રે, નીરસ પીંડ ઉવેખ્યો. સા૦ ૩
નર ભવ દોહિલો રે, પામી મોહ વસ પડિયો,
પરસ્ત્રી દેખીને રે, મુજ મન તિહાં જઇ અડિઓ;
કામ ન કો સર્યાં રે, પ્રાપે પીંડ મેં ભરીઓ,
શુદ્ધ બુદ્ધ નવિ રહિ રે, તેણે નવિ આતમ તરીયો.સા૦ ૪
લક્ષ્મીની લાલચે રે, મેં બહુ દીનતા દાખી,
તોપણ નવી મલી રે, મલી તો નવી રહી રાખી;
જે જન અભિલખે રે, તે તો તેહથી નાસે,
તૃણ સમ જે ગણે રે, તેહની નિત રહે પાસે. સા૦ ૫
ધન ધન તે નરા રે, એહનો મોહ વિછોડી,
વિષય નિવારીને રે, જેહને ધર્મમાં જોડી;
અભક્ષ તે મેં ભખ્યાં રે, રાત્રી ભોજન કીધાં,
વ્રત છ નવિ પાળીયાં રે, જેહવાં મુળથી લીધાં. સા૦ ૬
અનંત ભવ હું ભમ્યો રે, ભમતાં સાહિબ મલિયો,
તુમ વિના કોણ દિયેરે, બોધ રયણ મુજ બળીયો;
સંભવ આપજો રે, ચરણ કમલ તુમ્હ સેવા,
નય એમ વિનવે રે, સુણજો દેવાધી દેવા. સા૦ ૭

## અથ શ્રી શીતલનાથનું સ્તવન.

વારિ પ્રભુ દશમા શીતળનાથ, કે સુણો એક વિનતીરે લોલ;
કે વારિ પ્રભુમહારે તુમશું પ્રીત,કે અવરશુંઆખડીરે લોલ. ૧

કે વારિ પ્રભુ ભદ્દિલપુર અવતાર, કે દઢ રથ રાજીઓરે લોલ;
કે વારિ પ્રભુ નંદામાત મલ્હાર, કે કુળમાંગાજીઓરે લોલ. ૨
કે વારિ પ્રભુ શ્રી વચ્છલંછન પાય, કે પ્રભુજીને દીપતુંરે લોલ;
કે વારિ પ્રભુ ચંદ કહે કરજોડ, કે અવિહડ રંગશુંરે લોલ. ૩

## અથ શ્રી અનંતનાથનું સ્તવન.

( રાગ રામગ્રી. )

ધાર તરવારની સોહિલી દોહિલી, ચઉદમા જીનતણી ચરણ સેવા;
ધારપર નાચતાં દેખ બાજીગરા, સેવના ધારપર રહે ન દેવા. ધા૦ ૧
એક કહે સેવીએ વિવિધ કીરીયા કરી, ફલ અનેકાંત લોચનનદેખે;
ફલ અનેકાંત કીરીયા કરી બાપડા, રડવડે ચાર ગતિમાંહિ લેખે. ધા૦ ૨
ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતાં, તત્વની વાત કરતાં ન લાજે;
ઉદર ભરણાદિ નિજ કાજ કરતાં થકાં, મોહ નડીયા કલિકાલ-રાજે. ધા૦ ૩
વચન નિરપેક્ષ વ્યવહાર જુઠો કહ્યો, વચન સાપેક્ષ વ્યવહાર સાચો;
વચન નિરપેક્ષ વ્યવહાર સંસાર ફલ, સાંભળી આદરી કાંઇ રા-ચો. ધા૦ ૪
દેવ ગુરૂ ધર્મની શુદ્ધિ કહો કીમ રહે, કીમ રહે શુદ્ધશ્રદ્ધાનઆણો;
શુદ્ધ શ્રદ્ધાન વિણ સર્વ કિરીયા કરી, છારપર લીંપણો સરસ જાણો. ધા૦ ૫
પાપ નહીં કોઇઉત્સૂત્રભાષણજિસો, ધર્મ નહીકોઇજગસૂત્રસરિખો
સૂત્ર અનુસાર જે ભવિક કિરિઆ કરે, તેહનો શુદ્ધ ચારિત્ર પ-રિખો. ધા૦ ૬

એહ ઉપદેશનું સાર સંક્ષેપથી, જે નરા ચિત્તમાં નિત્ય ધ્યાવે;
તે નરા દિવ્ય બહુ કાલ સુખ અનુભવી, નિયત આનંદઘનરા-
જ પાવે. ધા૦ ૭

## અથ શ્રી ધર્મનાથનું સ્તવન.

(હાંરે મારે જોબનીયાનો લટકો દહાડા ચારજો. એ. દેશી.)

હાંરે મારે ધર્મ જીણંદશું લાગી પૂરણ પ્રીત જો,
જીવડલો લલચાણો જિનજીની ઓલગે રે લો;
હાંરે મુને થાશે કોઇક સમે પ્રભુ સુપ્રસન્ન જો,
વાતલડી તવ મ્હારીરે સવી થાસે વગેરે લો. ૧
હાંરે પ્રભુ દુરીજનનો ભંભેર્યો માહરો નાથ જો,
ઓળવસ્યે નહીં કયારે કીધી ચાકરી રે લો;
હાંરે મારા સ્વામી સરખો કુણ છે દુનિયા માંહ જો,
જઇએ રે જીમ તેહને ઘર આસ્યા કરી રે લો. ૨
હાંરે જસ સેવા સેતી સ્વારથની નહી સિદ્ધ જો,
ઢાલીરે શી કરવી તેહથી ગોઠડી રે લો;
હાંરે કાંઇ જુઠું ખાયે તે મીઠાઇને માટે જો,
કાંઇરે પરમારથ વીણ નહી પ્રીતડી રે લો. ૩
હાંરે પ્રભુ અંતરજામી જીવન પ્રાણઆધાર જો,
વાયોરે નવી જાણયો કલિયુગ વાયરો રે લો;
હાંરે મારા લાયક નાયક ભક્ત વત્સલ ભગવંત જો,
વારૂ રે ગુણ કેરો સાહિબ સાયરૂ રે લો. ૪
હાંરે પ્રભુ લાગી મુજને તાહારી માયા જોર જો,
અલગારે રહ્યાથી હોય ઓસિંગલો રે લો;

હાંરે કુણ જાણે અંતરગતની વિણ મહારાજ જો,
હેજેરે હસી બોલો છાંડી આંબળો રે લો. ૫
હાંરે તારે મુખને મટકે અટકયું માહારૂં મન જો,
આંખલડી અણીયાલી કામણગારડી રે લો;
હાંરે મારા નયણા લંપટ જોવે ખીણખીણ તુઝ જો,
રાતાંરે પ્રભુ રૂપે ન રહે વારીયો રે લો. ૬
હાંરે પ્રભુ અલગા તોપણ જાણજયો કરીને હજુર જો,
તાહરીરે બલીહારી હું જાઉં વારણે રે લો;
હાંરે કવિ રૂપ વિબુધના મોહન કરે અરદાસ જો,
ગિરૂઆથી મન આણી ઉલટ અતી ઘણે રે લો. ૭

## અથ શ્રી પાર્શ્વનાથનું સ્તવન.

( રઘુપતિરામ રૂદયમાં રહેજો રે. એ. રાગ. )

આવો રે આવો પાસજી મુજ મળીયારે,
મારા મનના મનોરથ ફળીયા; આ૦ એ. આંકણી.
તારી મુરત મોહનગારી રે, સહુ સંઘને લાગે છે પ્યારી રે;
તમને મોહી રહ્યા સુર નર નારી. આ૦ ૧
અલબેલી મુરત પ્રભુ તારીરે,તારા મુખડાઉપર જાઊં વારીરે;
નાગ નાગણિની જોડ ઉતારી. આ૦ ૨
ધન્ય ધન્ય દેવાધિદેવા રે, સુરલોક કરે છે સેવા રે;
હમને આપોને શિવપૂર મેવા. આ૦ ૩
તમે શિવ રમણીના રસિયા રે, જઇ મોક્ષપુરીમાં વસિયા રે,
મારા હૃદય કમળમાં વસિયા. આ૦ ૪
જે કોઇ પાસ તણા ગુણ ગાશેરે ભવ ભવનાં તે પાતિક જાશેરે;
તેનાં સમકિત્ત નિર્મળ થાશે. આ૦ ૫

પ્રભુ ત્રેવીશમા જિન રાયા રે, માતા વામાદેવીના જાયા રે;
હમને દરિશન દોને દયાળા. આ૦ ૬
હું તો લળી લળી લાગુંજ પાય રે, મારા ઊરમાં તે હ-
રખ ન માય રે;
એમ માણેક વિજય ગુણ ગાયા. આ૦ ૭

## અથ શ્રી મહાવીરસ્વામીનું સ્તવન.

( રાગ ધનાશ્રી. )

ગીરૂઆરે ગુણ તુમ તણા, શ્રી વર્ધમાન જીન રાયારે;
સુણતાં શ્રવણે અમી ઝરે, મારી નિર્મળ થાયે કાયારે. ગિ૦ ૧
તુમ ગુણ ગણ ગંગાજળે, હું ઝીલી નિર્મળ થાઉરે;
અવર ન ધંધો આદરૂં, નિશ દિન તોરા ગુણ ગાઉરે. ગિ૦ ૨
ઝીલ્યા જે ગંગાજળે, તે છીલર જળ નવિ પેસેરે;
જે માલતી ફુલે મોહીઆ, તે બાવલ જઇ નવી બેસેરે. ગિ૦ ૩
એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યાને વળી માચ્યારે;
તે કેમ પરસુર આદરૂં, જે પરનારી વશ રાચ્યારે. ગિ૦ ૪
તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારોરે;
વાચકજસ કહે માહરે, તું જીવન જીવ આધારોરે. ગિ૦ ૫

૨

( ભોલીડા હંસારે વિષય ન રાચીયે. એ. દેશી. )

સીધારથનારે નંદન વીનવું, વીનતડી અવધાર;
ભવમંડપમાંરે નાટક નાચીઓ, હવે મુજદાનદેવરાવ. સી૦ ૧
ત્રણ રતન મુજ આપો તાતજી, જેમ નાવે રે સંતાપ;
દાન દેઅંતાંરે પ્રભુ કસુર કિસિ, આપો પદવી આપ. સી૦ ૨
ચરણ અંગુઠે તે મેરૂ કંપાવીઆ, તોડયાં સુરનાજ માન;

અષ્ટ કરમના તે ઝઘડા જીતવા, દીધાં વરશીદાન. સી૦ ૩
સાસન નાયક સીવ સુખ દાયક, ત્રીસલા કૂખે રતન;
સીધારથનોરે તુમે દીપાવીઓ, પ્રભુજી વંશ ધનધન.સી૦ ૪
વાચક શેખર કીર્ત્તિ વિજય ગુરૂ, પ્રણમું તાસ પસાય;
ધરમ તણાએજીન ચોવીસના, વિનયવિજય ગુણગાય.સી૦ ૫

૩

( વીમળાચળ વેગે વધાવો. એ. દેશી. )

ચઊમાશી પારણું આવે, કરી બિનતી નીજ ઘેર જાવે;
પ્રીયા પુત્રને વાત જણાવે, પટકુલ જરી પથરાવેરે.
મહાવીર પ્રભુ ઘેર આવે, જીરણ શેઠ ભાવના ભાવે રે.મા૦ ૧
ઉભી શેરીએ જળ છંટકાવે, જાય કેતકી ફુલ બીછાવે;
નીજ ઘર તોરણ બંધાવે, મેવા મીઠાઈ થાળ ભરાવે રે.મા૦ ૨
અરિહાને દાનજ દીજે, દેતાં જે દેખી રીજે;
ખટ માસિ રોગ હરિજે, સીજે દાયક ભવ ત્રીજે રે. મા૦ ૩
તે જીનવર સન્મુખ જાવું, મુજ મંદિરીએ પધરાવું;
પારણું ભલીભક્તિ કરાવું,જુગતે જીન પુજા રચાવું રે.મા૦ ૪
પછે પ્રભુને વોળાવા જઇશું, કર જોડી સામા રહીશું;
નમી વંદી પાવન થઇશું,વીરતી અતિ રંગે વહીસ્યું રે.મા૦૫
દયા દાન ખીમા શીલ ધરસ્યું, ઉપદેશ સજ્જનને કરસ્યું;
સત્ય જ્ઞાન દીશા અનુસરસ્યું,અનુકંપા લક્ષણ વરસ્યું રે.મા૦૬
એમ જીરણ શેઠ વદંતા, પરીણામની ધારે ચઢંતાં;
શ્રાવકની સીમે ઠરંતાં, દેવ દુંદૂભી નાદ સુણતાં રે. મા૦ ૭
કરી આયુ પૂરણ શુભ ભાવે, સુર લોક અચ્યુતે જાવે;
સાતા વેદની સુખ પાવે, શુભ વીર વચન રસ ગાવે રે.મા૦ ૮

૪

( રાગ ધન્યાસી તેતરીયાની દેશી. )

વંદો વીર જિનેશ્વર રાયા, ત્રિસલા દેવી જાયારે;
હરી લંછન કંચન કાયા, અમર વધુ હુલરાયારે. વં૦૧
બાલપણે સુરગીરી ડોલાયા, અહીં વેતાલ હરાયારે;
ઇંદ્ર કહ્યુ વ્યાકરણ નીપાયા, પંડિત વિસ્મય પાયારે.વં૦૨
ત્રીસ વરસ ઘરવાસ રહાયા, સંજમસ્યું લય લાયા રે;
બાર વરસ તપ કર્મ ખપાયા, કેવલ નાણ ઉપાયારે. વં૦૩
ખાયક રિદ્ધિ અનંતી પાયા, અતિશય અધિક સુહાયારે;
ચાર રૂપ કરી ધર્મ બતાયા, ચઉવિહ સુર ગુણ ગાયારે.વં૦૪
ત્રણ ભુવનમેં આણ મનાયા, દિશ દોય છત્ર ધરાયારે;
રૂપ કનકમણિ ગઢ વિરચાયા નિર્ગ્રંથ નામ ધરાયારે. વં૦૫
રયણ સિંહાસન બેસન ઠાયા, દુંદુહિ નાદ વજાયારે;
દાનવ માનવ વાસ વસાયા, ભકતે શિશ નમાયારે. વં૦૬
પ્રભુ ગુણગણ ગંગાજલ નાહ્યા, પાવન તેહની કાયારે;
પંડીત ક્ષમા વિજય સુપસાયા, સેવક જન સુખદાયારે. વં૦૭

૫

વીરકુંવરનીવાતડી કેને કહીએ,હાંરે કેને કહીએરે કેને કહીએ;
નવિ મંદિર બેસી રહીએ, હાંરે સુકુમાર શરીર. વી૦ ૧
બાલપણાથી લાડકો નૃપ ભાવ્યો, હાંરે મળી ચોસઠ ઇંદ્રે
મલ્હાવ્યો;ઇંદ્રાણીમળીહુલરાવ્યો,હાંરેગયોરમવાકાજ.વી૦૨
છોરૂં ઉછાંછલાંલોકનાં કેમ રહીએ,હાંરેએની માવડીને શું ક-
હીએ;કહીએતોઅદેખાંથઇએ,હાંરેનાશીઆવ્યાબાળ. વી૦૩

આમલકી ક્રીડાવશેવીંટાણો,હાંરેમોટો ભોરિંગ રોષે ભરાણો;
વીરે હાથે ઝાલીને તાણ્યો, હાંરે કાઢી નાખ્યો દૂર. વી૦ ૪
રૂપપિશાચનું દેવતા કરીચાલિઓ,હાંરેમુજપુત્રનેલેઇ ઉછળીઓ;
વીર મુષ્ટી પ્રહારે વળીઓ, હાંરે સાંભળીએ એમ. વી૦ ૫
ત્રિસલા માતા મોજમાંએમ કહેતી,હાંરે સખીઓનેઓળંભા
દેતી; ક્ષણ ક્ષણ પ્રભુ નામજ લેતી,હાંરે તેડાવે બાળ. વી૦૬
વાટજોવંતાવીરજીઘેરઆવ્યા,હાંરેમાતા ત્રિસલાએ નવરાવ્યા;
ખોળે બેસારી હુલરાવ્યા, હાંરે આલિંગન દેત. વી૦ ૭
યૌવન વય પ્રભુ પામતાં પરણાવે, હાંરે પછી સંજમશું દીલ
લાવે;ઉત્સર્ગની ફોજ હઠાવે,હાંરે લીધું કેવળ નાણ. વી૦ ૮
કર્મ સૂદન તપ ભાખીયું જીનરાજે,હાંરે ત્રણ લોકની ઠકુરાઇ
છાજે;ફુલપુજા કહી શીવ કાજે,હાંરે ભવિને ઉપગાર. વી૦૯
શાતા અશાતા વેદની ક્ષય કીધું,હાંરે આપે અક્ષયપદ લીધું;
શુભ વીરનું કારજ સિદ્ધું, હાંરે ભાંગે સાદિ અનંત. વી૦ ૧૦

## અથ શ્રી શંખેશ્વરજીનું સ્તવન.

અંતરજામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તુમારો;
સાંભળીને આવ્યો હું તીરે, જનમ મરણ દુઃખ વારો.
સેવક અરજ કરેછે રાજ,અમને શીવ સુખ આપો.એ આંકણી.૧
સહુકોનાં મન વંછીત પુરો, ચિંતા સહુની ચુરો;
એહવું બિરૂદ છે રાજ તુમારૂં, કેમ રાખોછો દુરે. સે૦ ૨
સેવકને વલવલતો દેખી, મનમાં મહેર ન ધરશો;
કરૂણાસાગર કેમ કહેવાશો, જો ઉપગાર ન કરશો. સે૦ ૩
લટપટનું હવે કામ નહીંછે, પ્રત્યક્ષ દરિસણ દીજે;

ધુંઆડે ધીજું નહી સાહિબ, પેટ પડયાં પતીજે. સે૦ ૪
શ્રી શંખેશ્વર મંડણ સાહિબ, વિનતડી અવધારો;
કહે જિન હર્ષ મયા કર મુજને, ભવસાયરથી તારો. સે૦ ૫

## અથ શ્રી તીર્થમાળાનું સ્તવન.

સેત્રુંજે રીખભ સમોસર્યા, ભલા ગુણ ભર્યારે;
સિધ્યા સાધુ અનંત, તીરથ તે નમુંરે;
ત્રણ કલ્યાંણક તિહાં થયાં મુગતે ગયારે,
નેમીસર ગીરનાર. તીરથ૦ ૧
અષ્ટાપદ એક દેહરો, ગિરી સેહેરોરે;
ભરતે ભરાવ્યાં બીંબ. તીરથ૦
આબુ ચૌમુખ અતિ ભલો, ત્રિભુવન તિલોરે;
વિમલ વસે વસ્તુપાલ. તીરથ૦ ૨
સમેતશિખર સોહામણો, રળીયામણોરે;
સિધ્યા તીર્થંકર વીસ. તીરથ૦
નયરી ચંપા નિરખીએ, હઇડે હરખીએરે;
સિધ્યા શ્રી વાસુપૂજ્ય. તીરથ૦ ૩
પુરવ દીશા પાવાપુરી, રીધે ભરીરે;
મુકિત ગયા મહાવીર. તીરથ૦
જેસલમેર જુહારીએ, દુઃખ વારીએરે;
અરિહંત બિંબ અનેક. તીરથ૦ ૪
વિકાનેરજ વંદીએ, ચિર નંદીએરે;
અરિહંત દેહરાં આઠ. તીરથ૦
સોરિસરો સંખેશ્વરો, પંચાસરોરે;

ફલોધી થંભણુ પાસ. તીરથ૦ ૫
અંતરિક અજાવરો, અમી ઝરોરે;
જીરાવલો જગન્નાથ. તીરથ૦
ત્રીલોકય દીપક દેહુરો, જાત્રા કરોરે;
રાણુપુરે રિસહેસ. તીરથ૦ ૬
શ્રી નાડુલાઇ જાદવો, ગોડી સ્તવોરે;
શ્રીવરકાણો પાસ. તીરથ૦
નંદીશ્વરનાં દેહરાં, બાવન ભલાંરે;
રૂચક કુંડલે ચાર ચાર. તીરથ૦ ૭
સાસ્વતી અસાસ્વતી, પ્રતીમા છતીરે;
સ્વર્ગ મૃત્યુ પાતાલ. તીરથ૦
તીરથ જાત્રા ફળ તિહાં, હોજયો મુજ ઇહાંરે;
સમય સુંદર કહે એમ. તીરથ૦ ૮

## અથ શ્રી બાહુજીનનું સ્તવન.

સાહેબ બાહુ જીનેશ્વર વિનવું,
વિનતડી અવધાર હો;
સાહેબ ભવ ભયથી હું ઉભગો,
હવે ભવપાર ઉતાર હો. સા૦ બા૦ ૧
સાહેબ તુમ સરીખા મુજ શીર છતે,
કર્મ કરે કીમ જોર હો;
સાહેબ ભુજંગતણો ભય તીહાં નહીં,
જીહાં વનવિચરે મોર હો. સા૦ બા૦ ૨
સાહેબ જીહાં રવી તેજે જળહળે,

તીહાં કેમ રહે અંધકાર હો;
સાહેબ કેસરી જીહાં ક્રીડા કરે,
તીહાં નહીં ગજનો પ્રચાર હો. સા० બા० ૩
સાહેબ મીમ જો તુમે મુજ મન રમો,
તો નાસે દુરીત સંભાર હો;
સાહેબ વચ્છવિજય સુસીમા પુરી,
રાય સુગ્રીવ મલાર હો. સા० બા० ૪
સાહેબ હુડણ લંછન એમ મેં સ્તવ્યો,
મોહની રાણીનો કંત હો;
સાહેબ વિજયા નંદન મુજ દીયો,
જસ કહે સુખ અનંત હો. સા० બા० ૫

## અથ શ્રી દીવાલિનું સ્તવન.

(વાલાજીની વાટડી અમે જોતાંરે. એ. દેશી.)

જય જીનવર જગ હિતકારીરે, કરે શેવા સુર અવતારીરે;
ગૌતમ પમુહા ગણધારી, સનેહી વીરજી જયકારીરે. ૧
અંતરંગ રિપુને ત્રાશેરે, તપ કોપાટોપે નિવાસરે;
લહ્યું કેવળનાંણ ઉલ્લાસે. સનેહી. ૨
કટીલંકે વાદ વદાયરે, પણ જીન સાથે ન ઘટાયરે;
તિણે હરી લંછન પ્રભુ પાય. સનેહી. ૩
સવિ સુર વહુ થેઇ થેઇકારારે, જળ પંકજની પેરે ન્યારારે;
તજી તૃષ્ણા ભોગ વિકારા. સનેહી. ૪
પ્રભુ દેશના અમૃત ધારારે, જીન ધર્મ વિષે રથ કારારે;
જેણે તાર્યા મેઘ કુમારા. સનેહી. ૫

ગૌતમને કેવળ આલીરે, વર્યા સાંતીએ શિવ વરમાળીરે;
કરે ઉત્તમ લોક દીવાળી. સનેહી. ૬
અંતરંગ અલક્ષ્ નીવારીરે, શુભ સજ્જનને ઉપગારીરે;
કહે વીર વિભુ હિતકારી. સનેહી. ૭

૨

મારે દીવાળીરે થઇ આજ, જિન મુખ જોવાને;
સર્યા સર્યારે શેવકનાં કાજ, ભાવ દુઃખ ખોવાને. ટેક.
મહાવીર સ્વામી મુગતે પહોંત્યાં, ગૌતમ કેવળજ્ઞાનરે;
ધન અમાવાશ્યા દીવાળી મારે, વિર પ્રભુ નિર્વાણ. જિન૦ ૧
ચારીત્ર પાળ્યા નિર્મળાને, ટાળ્યા વિષય કષાયરે;
એવા મુનિને વંદીએ તો, ઉતારે ભવ પાર. જિન૦ ૨
બાકુળ વોર્યા વિરજીને, તારી ચંદન બાળારે;
કેવળ લઇ પ્રભુ મુગતે પહોંત્યા, પામ્યા ભવનો પાર. જિન૦ ૩
એવા મુનીને વંદીએ જે, પંચ જ્ઞાને ધરતારે;
સમવસરણ દેઈ દેશનારે, પ્રભુ તાર્યા નરને નાર. જિન૦ ૪
ચોવીસમા જીનેશ્વરને, મુક્તિ તણા દાતારરે;
કરજોડી કવી એમ ભણેરે, પ્રભુ દુનીઆં ફેરો ટાળ. જિન૦ ૫

## અથ શ્રી સીમંધરસ્વામીનું સ્તવન.

( ઇડરૂ આંબા આંબલીરે. એ. દેશી. )

પુખ્ખલવઈ વિજયે જયોરે, નયરી પુંડરીગિણી સાર;
શ્રી સીમંધર સાહેબારે, રાય શ્રેયાંસ કુમાર,
જીણંદરાય ધરજયો ધર્મસ્નેહ. ૧
મોહોટા નાહના અંતરોરે, ગિરૂઆ નવી દાંખત;

શશીદરીશણુ સાયર વધેરે, કૈરવ નવ વિકસંત.જીણુંદરાય૦૨
ઠામ કુઠામ નવિ લેખવેરે, જળ વરસંત જલધાર;
કરહોય કુસુમે વાસીયેરે, છાયા સવિ આધાર. જીણુંદરાય૦ ૩
રાયને રાક સરીખા ગણોરે, ઉદ્યોતે સશિ સુર;
ગંગાજલ તે બહુ તણારે,તાપ કરે સવિ દૂર. જીણુંદરાય૦ ૪
સરિખા સહુને તારવારે, તમ તુમ છો મહારાજ;
મુજશું અંતર કીમ કરોરે, બાંહે ગ્રહ્યાની લાજ.જીણુંદરાય૦૫
મુખ દેખી ટીલું કરેરે, તે નવિ હોય પ્રમાણ;
મુજરો માને સવિ તણારે,સાહિબ તેહ સુજાણ.જીણુંદરાય૦ ૬
વૃષભ લંછન માતા સત્યકીરે, નંદન રૂખમણી કંથ;
વાચક જસ એમ વિનવેરે,ભવ ભંજન ભગવંત.જીણુંદરાય૦૭

૨

સુણો ચંદાજી, સીમંધર પરમાતમ પાસે જાજો.
મુજ વિનતડી, પ્રેમ ધરીને એણિપેરે તુમે સંભળાવજો.
જે ત્રણ ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઇંદ્ર પાયક છે;
જ્ઞાન દરિસણ જેહને ખાયક છે. સુણો. ૧
જેની કંચન વરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે;
પુંડરિકગિણિ નગરીનો રાયા છે. સુણો. ૨
બાર પર્ષદા માંહી બિરાજે છે, જસ ચોત્રીસ અતિશય છાજે છે;
ગુણ પાંત્રીસ વાણીયે ગાજે છે. સુણો. ૩
ભવિજનને તે પડી બોહે છે, તુમ અધિક શિતળ ગુણ સોહે છે;
રૂપ દેખી ભવિજન મોહે છે. સુણો. ૪
તુમ શેવા કરવા રસીઓ છું, પણ ભરતમાં દૂરે વસીઓ છું;

મહા મોહરાય કર ફસીઓ છું. સુણો. ૫
પણસાહીબ ચિત્તમાં ધરીઓછે,તુંમ આણા ખડ્ગકરગ્રહીઓ છે;
પણ કાંઇક મુજથી ડરીઓ છે. સુણો. ૬
જીન ઉત્તમ પુંઠ હવે પુરો, કહે પદ્મવિજય થાઉ શુરો;
તો વાધે મુજમન અતિ નુરો. સુણો. ૭

## અથ શ્રી સિદ્ધભગવાનનું સ્તવન.

(સિદ્ધની શોભા શીં કહું. એ. દેશી.)

સિદ્ધ જગત શિરે શોભતા, રમતા આતિમરામ;
લક્ષ્મી લીલાની લેહેરમાં, સુખીયા છે શીવ ઠામ. સિ૦ ૧
માહાનંદ અમ્રત પદ નમો, સિદ્ધિ કેવ્રળ નામ;
અપુનર્ભવ બ્રહ્મ પદ વળી, અક્ષય સુખ વિશ્રામ. સિ૦ ૨
સંશ્રેય નિશ્રેય અક્ષરા, દુઃખ સમસ્તની હાંણ;
નિવ્રુત્તિ અપવર્ગતા, મોક્ષ મુગતી નિરવાણ. સિ૦ ૩
અચલ મહોદય પદ લહ્યું, જોતાં જગતના ઠાઠ;
નિજ નિજ રૂપેરે જુજુઆ, વિત્યાં કર્મ તે આઠ. સિ૦ ૪
અગુરૂ લઘુ અવગાહના, નામે વિકસે વદન;
શ્રી શુભ વીરને વંદતાં, રહીએ સુખમાં મગન. સિ૦ ૫

## શ્રી પાર્શ્વનાથના જન્મકલ્યાણકનું સ્તવન.

(ચીત ચોખે ચોરી નવિ કરીએ. એ. દેશી.)

રમતીગમતીહમુનેસાહેલી,બેહુ મળી લીજીએ એક તાળીરે;
સખી આજ અનોપમ દીવાળી.
લીલ વિલાસે પુરણમાસે, પોસદશમનિશી રઢીઆળીરે. સ૦

પશુ પંખી વસીયા વનવાસે,તેપણ સુખીયાં સમકાળીરે.સ૦
એણીરીતેઘરઘર ઓછવસે,સુખીયાં જગતમાંનરનારીરે.સ૦
ઉત્તમ ગ્રહ વીશાખા જોગે, જનમ્યા પ્રભુજી જયકારીરે. સ૦
સાતે નરકે થયાં અજવાળાં, થાવરને પણ સુખકારીરે.સ૦
માત નમી આઠે દીગ્ કુમરી, અધો લોકની વસનારીરે.સ૦
સુતી ઘર ઇશાને કરતી, જોજનએક અશૂચી ટાળીરે.સ૦
ઉર્ધ્વ લોકની આઠ કુમારી, વરસાવે જળ કુસુમાળીરે. સ૦
પૂર્વ રૂચકઆઠ દર્પણ ધરતી, દક્ષિણની આઠ કલસાલીરે.સ૦
અઠ પશ્ચિમની પંખા ધરતી, ઉત્તમ આઠ ચમર ઢાળીરે.સ૦
વિદીશિની ચઉદીપ ધરંતી, રૂચક દીપની ચઉ બાળીરે. સ૦
કેળ તણાં ઘર ત્રણ કરીને, મરદન સ્નાન અલંકારીરે. સ૦
રક્ષા પોટલી બાંધી બેહુને, મંદીર મેલ્યાં શણગારીરે. સ૦
પ્રભુ મુખ કમળે અમરી ભમરી, રાસ રમંતી લટકાળીરે.સ૦
પ્રભુ માત તું જગની માતા, જગ દીપકની ધરનારીરે. સ૦
માજી તુજ નંદન ઘણું જીવો, ઉત્તમ જીવને ઉપગારીરે. સ૦
છપ્પન દીગ કુમરી ગુણ ગાતી,શ્રી શુભવીર વચન શાળીરે.સ૦

## અથ શ્રી કેસરીયાજીનું સ્તવન.

જો લજ્જા રાખશો તો રહેશેરે, કેશરીઆ વાહાલા;
જેવો તેવો છું તાહારોરે, આદિશ્વર દાદા જેવો. ૧
કામી ક્રોધી માયા લોભી, જગમાં છું હું ઠગારો;
એક નામનો આશરો તારો, તેણે કહેવાયો સારોરે. આ૦ ૨
પરરમણી પરસંગ રમીને સાચું દીલમાં રાચું;
પર ગુણ વાર્યા દોષ નિહાળ્યો,ક્ષણ એક મન નવિ વાર્યોરે.આ૦ ૩

રાગ વિષય બહુ જનશું કીધો, માયા કપટ વિષ પીધો;
દ્વેષે જાર્યો જીવ સંહાર્યો, આતમ ગુણ ન સંભાર્યોરે. આ૦૪
એમ અનેક અવગુણ મોહે વારો, શેવક દીલમાં ધારો;
માયા કરી ભવપાર ઉતારો, ભાઇચંદ દીલ પ્યારોરે. આ૦૫

## અથ શ્રી પંચતીર્થનું સ્તવન.

( કોયલો પર્વત ધુંધલોરે લાલ. એ. દેશી. )

આબુ જીનવર જુહારીએરે લાલ, ઉતરવા ભવપાર; મન મોહ્યુંરે.
રિખવ જીણંદને વંદીએરે લાલ, દેલવાડે સુખકાર. મ૦ આ૦૧
ધાતૂમયસોવનસમીરેલાલ, ચઉમુખઆદિચઉદ; મ૦
અવિચળ ગઢની ઉપરેરેલાલ, દેખત ઉપજે પ્રમોદ. મ૦આ૦૨
વિજોવે જીન વંદીએરે લાલ, વરકાણે શ્રી પાસ; મ૦
અશ્વસેનકુળદીનમણીરેલાલ, ભવિજનનીપુરેઆશ. મ૦આ૦૩
નાંદોલે નમીયેજીરે લાલ પદ્મને શાંતી જીણંદ; મ૦
ત્રીજા નેમ જીનેશ્વરૂરે લાલ, સેવા સારે ઇંદ્ર. મ૦આ૦ ૪
નાડુલાઇ નિત્ય નમોરે લાલ, નેમને આદિ જીણંદ; મ૦
એકાદશ જીન દેહરાંરે લાલ, દેખત ઉપજે આણંદ. મ૦આ૦ ૫
ઘાંણેરે મહાવીરજીરે લાલ, ચોવીસમો જીનરાજ; મ૦
વંદી સાદરી આવીએરેલાલ, સારો આતમ કાજ. મ૦આ૦ ૬
રાણપુરે જીન દેહરે લાલ, શોભા કહિય ન જાય; મ૦
નલિની ગુલ્મ વિમાનનેરે લાલ, આકારે કહેવાય. મ૦આ૦૭
બંભણવાડે વીરનેરે લાલ, ગોપે ઉપસર્ગ કીધ; મ૦
એ આદી તીરથભલાંરે લાલ, વંદીઆતમ સુખલીધ. મ૦આ૦૮
સંવત ઓગણી ચાલીસમાંરે લાલ, ભેટવા શ્રી જીનરાજ; મ૦
મયાવિજય એ વંદતારે લાલ, સાર્યું આતમ કાજ. મ૦આ૦ ૯

## અથ શ્રી આબુજીનું સ્તવન.

(કોઇલો પરવત ધુંધલોરે. એ. દેશી.)

આબુ અચલ રળીયામણોરે લોલ, દેલવાડે મનોહારસુખકારીરે.
વાદલીએ કેસર ધર્યુ રે લોલ, દેવલ દીપે ચ્યાર બલીહારીરે;
ભાવ ધરીને ભેટીએરે લોલ. એ. આંકણી.
બાર પાદશાહ વશ કરીરે લોલ, વીમલ મંત્રીસર સાર; સુ૦
તેણેપ્રસાદનીપાઇઓરે લોલ, રિખભ જગદાધાર. બ૦ આ૦૧
તેહ ચૈત્યમાં જીનવરૂરે લોલ, આડસેને છોતેર; સુ૦
જેહ દીઠે પ્રભુ સંભવેરેલોલ, મોહ કર્યો જીણે જેર બ૦ આ૦૨
દ્રવ્ય ભલી ધરતી ભલીરેલોલ, લીધો દેવલ કાજ; સુ૦
ચૈત તીહાં મંડાવીઉરેલોલ, લેવા શિવપુર રાજ. બ૦આ૦૩
પંદરસે કારીગરેરે લોલ, દેવી ધરા પ્રત્યેક; સુ૦
તેમ મરદન કારક વળીરે લોલ, વસ્તુપાલએ વિવેક. બ૦આ૦૪
કોરણી વોરણી તીહાં કરીરેલોલ. દીઠાં બંને તે વાત; સુ૦
પણનવીજાએમુખેકહીરેલોલ, સુરગુરૂ સમવિખ્યાત. બ૦આ૦૫
ત્રણ વરસે નીપન્યોરે લોલ, તે પ્રસાદ ઉત્તમ; સુ૦
બારેકોડી ત્રેપન લક્ષનેરેલોલ, ખરચ્યા દ્રવ્યઉછરંગ. બ૦આ૦૬
દેરાણી જેઠાણીના ગોખલારે લોલ, દેખતાં હરખ તે થાય; સુ૦
લાખઅઢાર ખરચીયારેલોલ, ધનધન એહની માય. બ૦આ૦૭
મુલનાયક નેમીસરરે લોલ, જન્મ થકી બ્રહ્મચાર; સુ૦
નીજસનારમણીથયારેલોલ, ગુણ અનંત આધાર. બ૦આ૦૮
ચ્યારસેંને અડસઠ ભલારેલોલ, જીનવર બિંબ વીશાલ; સુ૦
આજ ભલે મેં ભેટીયારેલોલ, પાપ ગયા પાતળ. બ૦આ૦ ૯

રિખભ ધાતુ મયી દેહરેલોલ,એકસો પીસતાળીસબીંબ; સુ૦
ચોમુખચૈત્યઉદ્ધારીએરેલોલ,મરૂધરમાંજેમઅંબ. બ૦આ૦૧૦
બાજુ કાઉસ્સગીયા તેહમાંરે લોલ, અગન્યાસી જીનરાય;સુ૦
અચલગઢે બહુ જીનવરારે લોલ,વંદુ તેહના પાય.બ૦આ૦૧૧
ધાતુમયી પરમેસરૂરે લોલ, અદ્દભુત શુભ સ્વરૂપ; સુ૦
ચઉમુખ જીન વંદતારે લોલ,થાયે નીજગુણ ભુપ. બ૦આ૦૧૨
અઢારશેને અઢારમાંરે લોલ, ચૈતર વદિ ત્રીજ દીન; સુ૦
પાલણપુરના સંગસુરે લોલ,પ્રણમી થયો ધનધન. બ૦આ૦૧૩
તેમ સાંતી જગદીસરૂરે લોલ,જાત્રા કરી અદ્દભૂત; સુ૦
જે દેખી જીન સાંભરેરે લોલ,સેવ કરે પુરહુત. બ૦આ૦ ૧૪
ઇમ જાણી આબુ તણીરે લોલ, જાત્રા કરશે જેહ; સુ૦
જીન ઉત્તમ પદ પામશેરે લોલ,પદ્મવિજયંકહેતેહ.બ૦આ૦૧૫

## અથ શ્રી અષ્ટાપદજીનું સ્તવન.

અષ્ટાપદ અરિહંતજી, મારા વાલાજીરે, આદેશ્વર અવતાર,
નમીએ નેહશું. મારા. ૧
દસ હજાર મુણિંદશું, મા૦ વર્યા શિવ વધુ સાર. ન૦ મા૦ ૨
ભરત ભૂપ ભાવે કર્યો,મા૦ ચિહું મુખચૈત્ય ઉદ્ધાર.ન૦મા૦૩
જીનવર ચોવીસે જીહાં,મા૦ થાપ્યા અતિ મનોહાર.ન૦મા૦૪
વર્ણ પ્રમાણે વિરાજતાં, મા૦ લક્ષણને અલંકાર. ન૦ મા૦૫
સમ નાસાએણ શોભતા,મા૦ચિહુ દિશિચાર પ્રકાર.ન૦મા૦૬
મંદોદરી રાવણ તિહાં, મા૦ નાટક કરતાં વિચાલ. ન૦ મા૦૭
તૂટી તાંત તિહાંકણે, મા૦ નીજ કર વીણા તતકાળ.ન૦મા૦૮
કરી વજાવી તિણસમે,મા૦ પણ નવિ તોડ્યુ તે તાંન.ન૦મા૦૯

તીર્થંકર પદ બાંધીયું, મા૦અદ્ભુત ધ્યાનસુગાન. ન૦મા૦૧૦
નીજ લબ્ધે ગૌતમ ગુરૂ,મા૦કરવા આવ્યા તેયાત્ર.ન૦મા૦૧૧
"જગચિંતામણી"તિણુ કર્યો,મા૦તાપસ વિખ્યાત.ન૦મા૦૧૨
એ ગિરિ મહિમા મોટકો,મા૦તિણુભવપામીસિદ્ધ.ન૦મા૦૧૩
નિજ લબ્ધે જીનવર નમી, મા૦પામે શાશ્વતરિદ્ધ.ન૦મા૦૧૪
પદ્મ વિજય કહે એહના,મા૦કેહતાં કરૂંરે વખાણ.ન૦મા૦૧૫
વીરે સ્વયંમુખ વરણુવ્યો,મા૦નમતાંક્રોડ કલ્યાણ.ન૦મા૦૧૬

## અથ શ્રી ગીરનારજીનું સ્તવન.

તોરણુથી રથ ફેરી ચાલ્યા કંથરે. પ્રીતમજી.
આઠ ભવની પ્રીતડી તોડી તંત. મારા પ્રીતમજી.
નવમે ભવ પણ નેહ ન આણ્યો મુજરે. પ્રીતમજી.
તો શે કારણ એટલે આવવું તુજ. મારા પ્રીતમજી.
એક પોકાર સુણી તીર્યંચનો ઇમરે. પ્રીતમજી.
મુકો અબળા રોતી પ્રભુજી કીમ. મારા પ્રીતમજી.
ખટ જીવનાં રખવાળમાં સીરદારરે. પ્રીતમજી.
તો કેમ વીલવતી સ્વામી મુકો નાર. મારા પ્રીતમજી.
શીવ વધુ કેરૂં એવું કેવું રૂપરે. પ્રીતમજી.
મુજ મુકીને ચીત્તમાં ધરી જીન ભુપ. મારા પ્રીતમજી.
જીનજી લીએ સહસાવનમાં વ્રત ભારરે. પ્રીતમજી.
ઘાતી કરમ ખપાવીને નીરધાર. મારા પ્રીતમજી.
કેવળ રીધી અનંતી પ્રગટ કીધરે. પ્રીતમજી.
જાણી રાજુલ ઇમ પ્રતીજ્ઞા લીધ. મારા પ્રીતમજી.
જે પ્રભુજીએ કીધું કરવું તેહરે. પ્રીતમજી.

એમ કહી વ્રતધર થઇ પ્રભુ પાસે જેહ. મારા પ્રીતમજી.
પ્રભુ પહેલાં નીજ સોકયનું જોવા રૂપરે. પ્રીતમજી.
કેવળજ્ઞાન લહી થઇ સિદ્ધ સ્વરૂપ. મારા પ્રીતમજી.
શીવ વધુ વરીઆ જીનવર ઉત્તમ નેમરે. પ્રીતમજી.
પદ્મ કહે પ્રભુ રાખો અવિચળ પ્રેમ. મારા પ્રીતમજી.

## અથ શ્રી સમેતશિખરનું સ્તવન.

( હમકુ છાંડ ચલે બન માધુ. એ. દેશી. )

આજઆનંદભયોમોહેસજની, સમેતશિખરનયણેનિરખ્યો;
ભાવઅપૂરવભયોમોહે પૂરણ,મનવચકાયહિયેહરખ્યો.આ. ૧
વીસ ટુંકે વીસ જીનેશ્વર, અગુરૂ લઘુ ગુણ એ ફરસ્યો;
પુરૂષાદાનીપાસસામળીયા,નિરખતનયનેઅમીવરસ્યો.આ. ૨
લાલ ગુલાલ અબીર ઉડાવો, કેસર રંગ બન્યો સરખો;
તાલ મૃદંગ વેણ ડફબાજંતહે, મધુરધ્વનિગાવોહરખો. આ.૩
ઝાડ પાડ નદી ખલકે નિઝરણાં, કોયલ શબ્દ કરે વૃક્ષો;
વિવિધ જાતી કે પુષ્પવિકસીયાં,પૂરવપુણ્યસેંએપેખ્યો.આ. ૪
સંવતઓગણીસ સડત્રીસ વર્ષે,ફાગણ સુદી પંચમી પરખ્યો;
શિખરગિરિવરદરિસનપાયો,મયાવિજયમનઅતિહરખ્યો.આ.૫

## અથ શ્રી રાણકપુરનું સ્તવન.

શ્રી રાણકપુર રળીયામણું રે લાલ,શ્રી આદેશ્વર દેવ;મનમોહ્યું રે;
ઉતંગ તોરણ દેહરૂરે લાલ, નિરખી જે નિત્ય મેવ. મ૦ શ્રી૦૧
ચઉવીસ મંડપ ચઉદીસેરે લાલ, ચઉમુખ પ્રતિમા ચાર; મ૦
ત્રિભુવન દિપક દેહરૂં રે લાલ, સમોવડ નહીં સંસાર.મ૦શ્રી૦૨

દેહરી ચઉરાસી દિપતીરે લાલ, માંડયો આણાપદ મેર; મ૦
ભલે જુહારયાં ભુંઇરાંરે લાલ, સુતાં ઉઠી સવેર. મ૦ શ્રી૦૩
દેશ જાણી સો દેહરાંરે લાલ, મોટો દેશ મેવાડ; મ૦
લાખ નવાણું લગાવીયારે લાલ, ધન ધરેણુ પોરવાડ. મ૦શ્રી૦૪
ખરતર વસહી ખાંતસુરે લાલ, નિરખતાં સુખ થાય; મ૦
પાંચ પ્રસાદ બીજા વળીરે લાલ, જોતાં પાકતી જાય. મ૦શ્રી૦૫
આજ કૃતારથ હું થયોરે લાલ, આજ થયો આણંદ; મ૦
યાત્રા કરી જીનવર તણીરે લાલ, દુર ગયું દુઃખ દંદ. મ૦શ્રી૦૬
સંવત સોલને છાંતેરીરે લાલ, માગસર માસ મોઝાર. મ૦
રાણુકપુર યાત્રા કરીરે લાલ, સમયસુંદર સુખકાર. મ૦શ્રી૦૭

## અથ શ્રી સિદ્ધચક્રજીનું સ્તવન.

( જગજીવન જગ વાલ્હો. એ. દેશી. )

શ્રી સીદ્ધચક્ર આરાધીએ, શિવ સુખ ફળ સહકાર લાલરે;
જ્ઞાનાદિક ત્રણ રત્નનું, તેજ ચઢાવણહાર લાલરે. શ્રી. ૧
ગૌતમે પુછતાં કહ્યો, વીર જીણંદ લાલરે;
નવ પદ મંત્ર આરાધતાં, ફળ લહે ભવિક અપાર લાલરે. શ્રી. ૨
ધર્મ રથનાં ચાર ચક્ર છે, ઉપસમને સુવિવેક લાલરે;
સંવર ત્રીજું જાણીએ, ચોથું સિદ્ધચક્ર છેક લાલરે. શ્રી. ૩
ચક્રી ચક્ર રયણ બળે, સાધે સયલ છ ખંડ લાલરે;
તિમ સિદ્ધચક્ર પ્રભાવથી, તેજ પ્રતાપ અખંડ લાલરે. શ્રી૪
મયણાંને શ્રીપાળજી, જપતાં બહુ ફળ લીધ લાલરે;
ગુણ જસવંત જીનેંદ્રનો, જ્ઞાન વિનોદ પ્રસિદ્ધ લાલરે શ્રી. ૫

## અથ શ્રી વિશેવિહરમાનનું સ્તવન.

( રાગ રામકલી. )

સીમંધર યુગમંધર બાહુ, ચોથાસ્વામી સુબાહુ;
જંબુદ્વીપ વિદેહે વિચરે, કેવલ કમલા નાહુરે. ૧
ભવિકા વિહરમાન જિનવંદો, આતમ પાપ નિકંદોરે. ભ૦
સુજાત સ્વયંપ્રભ ઋષભાનન, અનંત વીરજ ચિત્ત ધરીએ;
સૂરપ્રભ શ્રી વિશાલ વજ્રંધર, ચંદ્રાનન ધાતકીએરે. ભ૦૨
ચંદ્ર બાહુ ભુજંગને ઇશ્વર, નેમિનાથ વિરસેન;
દેવ જશા ચંદ્ર જશાજીત વીરિય,પુષ્ખરધીપપ્રસન્નરે.ભ૦૩
આઠમી નવમી ચોવીશ પચવીશમી,વિદેહેવિજયજયવંતા;
દશ લાખ કેવલી સો ક્રોડ સાધુ, પરિવારે ગહગહંતારે.ભ૦૪
ધનુષ પાંચસેં ઊંચી શોહે, સોવન વરણી કાયા;
દોષ રહિત સુર મહિ મહીતલ, વિચરે પાવન પાયારે.ભ૦ ૫
ચોરાશી લાખ પૂરવજિન જીવિત, ચોત્રીશ અતિશય ધારી;
સમવસરણ બેઠા પરમેશ્વર, પડી બોહે નરનારીરે. ભ૦ ૬
બીમા વિજય જીન કરૂણા સાગર, આપ તરયા પર તારે;
ધર્મ નાયક શિવ મારગ દાયક,જન્મ જરા દુઃખ વારેરે.ભ૦ ૭

## અથ શ્રી આંબેલનીઓળીનું સ્તવન.

ઓ ભવિ પ્રાણીરે સેવો સિદ્ધચક્ર,ધ્યાન સમો નહીં મેવો;ઓ૦
જે સિદ્ધચક્રને આરાધે,તેની કિર્ત્તિ જગતમાં વાધે. ઓ૦ ૧
પેહેલે પદરે અરિહંત, બીજે સિદ્ધ બુત્ર ધ્યાન મહંત;
ત્રીજે પદરે સુરીસર,ચોથે ઉવઝાય ને પાંચમે મુનીસર. ઓ૦૨
છઠે દરશાન કીજે, સાતમે જ્ઞાનથી શિવ સુખ લીજે;

આઠમે ચારિત્ર પાળો, નવમે તપથી મુકતે જાવો. ઓ૦ ૩
ઓળી આંબેલની કીજે, નોકારવાલી વીસ ગણીજે;
ત્રણે ટંકનારે દેવ વાંદીજે, પલેવણ પડિક્કમણાં કીજે. ઓ૦ ૪
ગુરૂ મુખ કિરિયારે કીજે, દેવગુરૂ ભક્તિ ચિત્તમાં ધરીજે,
એમ કહે રામનો શિષ્ય, ઓળી ઉજવજો જગદીશ. ઓ૦ ૫

## અથ શ્રી ગણધરનું સ્તવન.

એકાદશ ગણધરનાં નામ, પ્રૃહ ઉઠીને કરૂં પ્રણામ;
ઇંદ્રભુતી પહેલો તે જાણું, અગ્નિ ભુતી બીજો ગુણ ખાણ. ૧
વાયુભુતી ત્રીજા જગ સાર, ગણધર ચોથો વ્યકત ઉદાર;
સાસનપતિ સુધર્માસાર, મંડીત નામે છઠો ધાર. ૨
મૌર્ય પુત્ર તે સાતમો જેહ, અંકપીત અષ્ટમ ગુણ ગેહ;
મુનીવર માંહી જે પ્રધાન, અચલ ભ્રાત નવમો એ નામ. ૩
નામ થકી હોય કોડી કલ્યાંણ, દશમો મેતારજ અવિરલ વાણ;
એકાદશમો પ્રભાસ કહેવાય, સુખ સંપતિ જસ નામે થાય. ૪
ગાયા વિર તણા ગણધાર, ગુણ મણી રયણ તણા ભંડાર;
ઉત્તમ વિજય ગુરૂનો શિષ્ય, રત્ન વિજય વંદે નિશદિસ. ૫

## પરચુરણ સ્તવનો.

કિરપા કરોરે ગોડીપાસ જીનેશ્વર, તુમસ્વામીઅંતરજામીરે. ટેક.
ઊંચે ઊંચેગઢપરપાસજીબીરાજે, ચારેતરફ્ઝાનીઝાનીરે. કિ. ૧
લીલ વરણ તોરે અંગ બીરાજે, બંદનોકીજાઉંબલીહારી. કિ. ૨
બાંહે બાજુબંધ બેરખા બીરાજે, કુંડળકી છબી હે ન્યારી. કિ. ૩
ઘુંડત ઘુંડત મેં પ્રભુ પાયો, પુરણ પદવી અબ પાઇ. કિ. ૪
નાથ નિરંજન નામ તુમારો, રૂપચંદ પદવી પાઇ. કિ. ૫

૨

કીને દેખા હમેશ સ્વામી, સ્વામીજી અંતરજામીરે. કીને. ટેક.
આઠ ભવકી પ્રિત પ્રકાશી, નવમે ગયા શીવ ગામીરે. કીને. ૧
સેસાવનકી કુંજ ગલનમે, મળયા મુને અંતરજામીરે. કીને. ૨
આપ ચલે ગીરનારકે ઉપર, નારી તારી કેવળ પામીરે. કીને. ૩
કહે નથુ પ્રભુ નેમ નગીનો, કહુંછું આજ શીરનામીરે. કીને. ૪

૩

બેર બેર નહીં આવે અવસર, બેર બેર નહીં આવે. ટેક.
જયું જાણે તીયું કરલે ભલાઇ, જનમ જનમ સુખ પાવે. અ૦ ૧
તનધન જોબન સબહી જુઠો, પ્રાણ પલકમે જાવે અ૦ ૨
તન છુટે ધન કોણ કામકો, કાયકુ કૃપણ કહાવે. અ૦ ૩
જાકે દીલમે સાચ બસતહે, તાકુ જુઠ ન ભાવે. અ૦ ૪
આનંદઘન પ્રભુ ચલત પંથમે, સમર સમર ગુણ ગાવે. અ૦ ૫

૪

શીગતી થાશે અમારી એ દીનાનાથ, શીગતીથાશે અમારી.
ઇંદ્રીને કાજે હું ઘણું ધાયો, કર્મ કીધાં બહુ ભારી. દી. શી. ૧
બે વાતે મારૂં મન લલચાયું, એક કંચન બીજી નારી. દી. શી. ૨
દેશ દેશાંતર હું ભમી આવ્યો, નાઠાની નથી બારી. દી. શી. ૩
હું હું કરતાં ગયો જન્મારો, ભક્તિ ન જાણી તુમારી. દી. શી. ૪
ભવસાગરમાંતારો દાસ બુડેછે, શ્રીપાર્શ્વનાથ લે તારી. દી. શી. ૫

૫

કિરપાકરોની આદીશ્વર બાવા, કેસા ધ્યાન લગાયાહે. કી૦ ટેક.
કર ઉપર કર અધિક બિરાજે, આશનગર જુમાયા હે. કી૦ ૧

ગમના ગમની વાર ન સાચી, શિવરમણીકું પાયાહે. કી૦ ૨
આપ તરે ઓરનકું તારે, એઇ બીરૂદ પાયાહે. કી૦ ૩
પ્રેમ પદારથ ઇચ્છાપુરે, શાંતિ કુશળ ગુણ ગાયા હે. કી૦ ૪

૬

કુંમકુંમને પગલે, પધારો રાજ કુંમકુંમને પગલે. ટેક.
સંસાર છોડી સંજમ આદરવા, દાન દીધાં ઢગલે. પ૦૧
સીવીકા દેવી સહેસ પુરૂપશૃ, પ્રભુ બેસી ફરો સઘળે. પ૦૨
વન જઇ પ્રભુ દીક્ષા લીની, ઉપજે જ્ઞાન ચોથું ડગલે. પ૦૩
કરમ ખપાવી કેવળ લીધું, મોક્ષે પોહોંત્યા તેતો એક મજલે. પ૦૪
નથુ કલ્યાણ કહે ચેતનને, તું તો એવા પ્રભુ ભજલે. પ૦ ૫

૭

અંતર મેલ મીટયો નંહી મનકો, ઉપર તન કયા ધોયારે. અં૦
શોભ શણગાર સજીને શરીરપર, મુખડા કાચમે જોયારે. અં૦૧
અગર અત્તર અબીલ અરગજા, ગંદી દેહ સંગ મોહ્યારે. અ૦૨
સરસ અહાર કરી તનને પોસે, તીરીયા પલંગપર સોયારે. અ૦૩
કહે જીનદાસ જે અક્ષય અમરપદ, જમ નીરખ્યા તબ રોયારે. ૪

૮

ખતરાં દુર કરના દુર કરના, એક ધ્યાન પ્રભુકા ધરના.
ખતરાં દુર કરના૦ ટેક.
જબલગ પાંચો નીર્મળ કરના, તબલગ જીન અનુસરના ખ૦૧
ક્રોધ માન માયા પરીહરના, સમકિત્ત સુખ વરના. ખ૦ ૨
ધન કંચનકુ કહો કયા કરના, આખર એકદીન મરના. ખ૦ ૩
જ્ઞાન ઉદ્યોત પ્રભુ પાએ પરના, શીવ સુંદરવર વરના. ખ૦ ૪

# अथ श्री पुन्यप्रकाशनुं स्तवन.

દુહા.

સકળ સિદ્ધિ દાયક સદા, ચોવીસે જીનરાય;
સહગુરૂ સામિની સરસતી, પ્રેમે પ્રણમું પાય. ૧
ત્રિભુવનપતી ત્રિસલા તણો, નંદન ગુણ ગંભીર;
શાસન નાયક જગજયો, વર્ધમાન વડવીર. ૨
એક દિન વીર જીણંદને, ચરણે કરી પ્રણામ;
ભાવિક જીવના હિત ભણી, પૂછે ગૌતમ સ્વામ. ૩
મુક્તિ મારગ આરાધિએ, કહો કિણ પરે અરિહંત;
સુધા સરસ તવ વચન રસ, ભાખે શ્રી ભગવંત. ૪
અતીચાર આળોઇએ, વ્રત ધરિએ ગુરૂ શાખ;
જીવ ખમાવો સયળજે, યોનિ ચોરાશી લાખ. ૫
વિધિશું વળિ વોસિરાવિએ, પાપસ્થાન અઢાર;
ચાર શરણ નિત્ય અનુસરો, નિંદો દુરિત આચાર. ૬
શુભ કરણી અનુમોદિએ, ભાવ ભલો મન આણી;
અણસણ અવસર આદરી, નવપદ જપો સુજાણ. ૭
શુભગતિ આરાધન તણા, એછે દશ અધિકાર;
ચિત્ત આણિને આદરો, જેમ પામો ભવપાર. ૮

ઢાળ પેહેલી.

(એ છિંડી કીહાં રાખી. એ દેશી.)

જ્ઞાન દરિસણ ચારિત્ર તપ વિરિજ, એ પાંચે આચાર;
એહ તણા એહ ભવ પરભવના, આલોઇએ અતિચારરે. ૧

પ્રાણી જ્ઞાન ભણો ગુણખાણી, વીર વદે એમ વાણીરે. પ્રા૦
ગુરૂ ઓલવીએ નહી ગુરૂ વિનયે, કાળે ધરી બહુ માન;
સૂત્ર અર્થ તદુભય કરીસુધાં;ભણીએ વહી ઉપધાનરે.પ્રા૦જ્ઞા૦૨
જ્ઞાનોપગરણ પાટી પોથી, ઠવણી નોકરવાલી;
તેહ તણી કીધી આશાતના,જ્ઞાનભક્તિન સંભાળીરે.પ્રા૦જ્ઞા૦૩
ઇત્યાદિક વિપરીતપણાથી, જ્ઞાન વિરાધ્યું જેહ;
આભવ પરભવવળી ભવોભવે,મિછામિદુક્કડં તેહરે.પ્રા૦જ્ઞા૦૪
પ્રાણી સમકિત હ્યો શુદ્ધ જાણી, વીર વદે એમ વાણીરે.
જીનવચને શંકા નવિ કીજે, નવિ પરમત અભિલાખ;
સાધુ તણી નિંદા પરિહરજો, ફળસંદેહ મ રાખરે. પ્રા૦સ૦૫
મૂઢપણું છંડો પરશંસા, ગુણવંતને આદરિએ;
સામીને ધર્મે કરી થીરતા, ભક્તિ પ્રભાવના કરિએરે.પ્રા૦સ૦૬
સંઘચૈત્ય પ્રાસાદ તણો જે, અવર્ણવાદ મન લેખ્યો;
દ્રવ્ય દેવકો જે વણસાડયો, વિણસંતાં ઉવેખ્યોરે. પ્રા૦સ૦૭
ઇત્યાદિક વિપરીતપણાથી, સમકિત ખંડયું જેહ;
આ ભવ પરભવ વળી ભવોભવે,મિછામિદુક્કડંતેહરે.પ્રા૦સ૦૮
પ્રાણી ચારિત્ર હ્યે:ચિત આણી,વીરવદે એમવાણીરે.પ્રા૦ચા૦
પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ વિરાધી, આઠે પ્રવચન માય;
સાધુતણે ધરમે પરમાદે, અશુદ્ધ વચન મન કાયરે. પ્રા૦ચા૦૯
શ્રાવકને ધર્મે સામાયિક, પોસહમાં મન વાલી;
જે જયણા પુર્વકજે આઠે,પ્રવચનમાય નપાલીરે. પ્રા૦ચા૦૧૦
ઇત્યાદિક વિપરીતપણાથી, ચારિત્ર ડોહ્યું જેહ;
આભવપરભવવળી ભવોભવે, મિછામિદુક્કડંતેહરે.પ્રા૦ચા૦૧૧

બારે ભેદે તપ નવિ કીધું, છતે યોગે નિજ શકતે;
ધર્મે મન વચ કાયા વીરજ,નવિ ફોરવીઉ ભગતેરે.પ્રા૦ચા૦૧૨
તપવિરજ આચારે એણીપરે, વિવિધ વિરાધ્યા જેહ;
આભવપરભવવળીભવોભવે,મિચ્છામિદુક્કડંતેહરે. પ્રા૦ચા૦૧૩
વળીય વિશેષે ચારિત્ર કેરા, અતિચાર આલોઇએ;
વીર જીણેસરવયણસુણીને,પાપ મયલસવીધોઇએરે.પ્રા૦ચા૦૧૪

## ઢાળ બીજી.

( પામી સુગુરૂ પસાય. એ દેશી. )

પૃથ્વી પાણી તેઉ વાઉ વનસ્પતી,એ પાંચે થાવર કહ્યાએ;
કરીકરસણ આરંભખેત્ર જે ખેડીયાં,કુવા તલાવ ખણાવીયાએ.૧
ઘર આરંભ અનેક ટાંકાં ભુઇરાં, મેડીમાળ ચણાવીઆએ;
લીંપણ ધુંપણ કાજઅણીપરે પરપરે,પૃથ્વીકાય વિરાધિયાએ.૨
ધોયણ નાહણપાણી ઝીલણઅપકાય,છોતિધોતિકરી દુહવ્યાંએ;
ભાઠીગર કુંભારલોહ સોવનગરા,ભાડભુંજા લીહાલાગરાએ.૩
તાપણ સેકણ કાજેવસ્ત્ર નિખારણ,રંગણ રાંધણ રસવતિએ;
એણીપરે કર્માદાન પરે પરે કેલવી, તેઉ વાઉ વિરાધિયાએ.૪
વાડી વન આરામ વાવી વનસ્પતિ,પાન ફુલ ફળ ચુંટીયાંએ;
પોહોંક પાપડી સાક શેક્યાં સુકવ્યાં, છેદયાં છુંદ્યાં આથીયાંએ.૫
અળશીને એરંડ ઘાણી ઘાલીને; ઘણા તિલાદિક પીલીયાએ;
ઘાલી કોલુ માંહી પીલી સેલડી, કંદ મૂળ ફળ વેચીયાંએ. ૬
એમ એકેંદ્રિય જીવ હણ્યા હણાવીયા,હણતાં જે અનુમોદિયાએ;
આભવ પરભવ જેહવલી ભવોભવે,તે મુજ મિછામિદુક્કડંએ. ૭
કૃમી સરમીયાં કીડા ગાડર ગંડોલા,એલ પુરા અલશીયાએ;

પાગા જળોચુડેલવિચલિતરસતણા,વળીઅથાણાંપ્રમુખનાએ.૮
એમ બે ઇંદ્રિય જીવ જે મે દુહવ્યા,તે મુજ મિછામિદુક્કડંએ;
ઉદ્ધેહી જુ લીખ માંકણ મંકોડા,ચાંચડ કીડી કુંથુઆએ. ૯
ગદ્દહિઆં ધીમેલ કાનખજુરડા, ગીંગોડા ધનેરીયાંએ;
એમ તે ઇંદ્રિય જીવ જેમં દુહવ્યા,તે મુજમિછામિદુક્કડંએ.૧૦
માંખી મત્સર ડાંસ મસા પતંગીયા,કંસારી કોલિયા વડાએ;
ઢીંકણ વિંછુ તીડ ભમરા ભમરીયો,કોતાંબગ ખડમાંકડીએ.૧૧
એમ ચૌરિંદ્રિય જીવ જે મેં દુહવ્યા, તે મુજ મિછામિદુક્કડંએ;
જળમાંનાખીજાળ જળચરદુહવ્યા,વનમાંમૃગસંતાપીયાએ.૧૨
પીડયા પંખી જીવ પાડી પાસમાં,પોપટ ઘાલ્યા પાંજરેએ;
એમ પંચેંદ્રિય જીવ જે મેં દુહવ્યા,તે મુજ મિછામિદુક્કડંએ.૧૩

ઢાળ ત્રીજી.

( વાણી વાણી હિતકરીજી. એ દેશી. )

ક્રોધ લોભ ભય હાસથીજી, બોલ્યાં વચન અસત્ય;
કુડ કરી ધન પારકાંજી, લીધાં જેહ અદત્તરે.
જીનજી મિછામિદુક્કડં આજ, તુમ સાખે માહારાજરે;
જીનજી દેઇ સારૂંકાજરે, જીનજી મિછામિદુક્કડં આજ. ૧
દેવ મનુષ્ય ત્રિર્યંચનાંજી, મૈથુન સેવ્યાં જેહ;
વિષયા રસ લંપટ પણેજી, ઘણું વિટંબ્યો દેહરે. જીનજી૦ ૨
પરિગ્રહના મમતા કરીજી, ભવ ભવ મેલી આથ;
જેહ જીહાંની તે તીહાં રહીજી,કોઇનઆવી સાથરે.જીનજી૦૩
રયણી ભોજન જે કર્યાંજી, કીધાં ભક્ષ અભક્ષ;
રસના રસની લાલચેજી, પાપ કર્યાં પ્રત્યક્ષરે. જીનજી૦ ૪

વ્રત લેઇ વિસારીયાંજી, વળી ભાગ્યાં પચ્ચખ્ખાણ;
કપટ હેતુ કીરીયા કરીજી, કીધાં આપ વખાણરે. જીનજી૦૫
ત્રણ ઢાલ આઠે દુહેજી, આલોચા અતિચાર;
શિવગતિ આરાધન તણોજી, એ પેહેલો અધિકારરે. જીનજી૦૬

---

## ઢાળ ચોથી.

### ( સાહેલડીની દેશી. )

પંચ મહાવ્રત આદરો, સાહેલડીરે, અથવા હ્યો વ્રતબારતો;
યથાશક્તિ વ્રત આદરી, સા૦ પાળો નિરતિ ચારતો. ૧
વ્રત લીધાં સંભારીએ, સા૦ હૈડે ધરીય વિચારતો;
શિવગતિ આરાધન તણો, સા૦ એ બીજો અધિકારતો. ૨
જીવ સવે ખમાવીએ, સા૦ યોનિ ચોરાશી લાખતો;
મન શુદ્ધે કરી ખામણાં, સા૦ કોઇશું રોષ ન રાખતો. ૩
સર્વ મિત્ર કરી ચિંતવો, સા૦ કોઇ ન જાણો શત્રુતો;
રાગ દ્વેષ એમ પરિહરો, સા૦ કીજે જન્મ પવિત્રતો. ૪
સામી સંઘ ખમાવીએ, સા૦ જે ઉપની અપ્રીતિતો;
સજજન કુટુંબ કરી ખામણાં, સા૦ એ જીન શાસન રીતિતો. ૫
ખમીએ અને ખમાવીએ, સા૦ એહજ ધર્મનો સારતો;
શિવગતિ આરાધનતણો, સા૦ એ ત્રીજો અધિકારતો. ૬
મૃષાવાદ હિંસા ચોરી, સા૦ ધન મુર્છા મૈથુનનો;
ક્રોધ માન માયા તૃષ્ણા, સા૦ પ્રેમ દ્વેષ પૈશુન્ય તો. ૭
નિંદા કલહ ન કીજીએ, સા૦ કુડાં ન દીજે આળ તો;

રતિ અરતિ મિથ્યા તજો, સાં૦ માયા મોહ જંજાળતો. ૮
ત્રિવિધ ત્રિવિધ વોસરાવિએ, સા૦ પાપસ્થાન અઢારતો;
શિવગતિ આરાધનતણો, સા૦ એ ચોથો અધિકારતો. ૯

---

## ઢાળ પાંચમી.

(હવે નિસુણો ઇહાં આવીયા એ. દેશી.)

જનમ જરા મરણે કરીએ, એ સંસાર અસારતો;
કર્યાં કર્મ સહુ અનુભવે એ, કોઇ ન રાખણ હારતો. ૧
શરણ એક અરિહંતનું એ, શરણ સિદ્ધ ભગવંતતો;
શરણ ધર્મ શ્રી જૈનનો એ, સાધુ શરણ ગુણવંત તો. ૨
અવર મોહ સવિ પરિહરીએ, ચાર શરણ ચિત્ત ધારતો;
શિવગતિ આરાધન તણો એ, એ પાંચમો અધિકારતો. ૩
આ ભવ પરભવ જે કર્યાં એ, પાપ કર્મ કેઇ લાખ તો;
આત્મસાખે તે નિંદીએ એ, પડિક્કમિએ ગુરૂ સાખતો. ૪
મિથ્યામતિ વર્તાવિયા એ, જે ભાખ્યાં ઉત્સૂત્ર તો;
કુમતિ કદાગ્રહને વશે એ, વળી થાપ્યાં સૂત્ર તો. ૫
ઘડયાં ઘડાવ્યાં જે ઘણાંએ, ઘરંટી હળ હથીયાર તો;
ભવ ભવ મેલી મુકીયાં એ, કરતાં જીવ સંહારતો. ૬
પાપ કરીને પોષીયાં એ, જનમ જનમ પરિવારતો;
જનમાંતર પોહોત્યા પછીએ, કોઇ ન કીધી સારતો. ૭
આ ભવ પરભવ જે કર્યાં એ, એમ અધિકરણ અનેક તો;
ત્રિવિધે ત્રિવિધે વોસરાવીએ, આણી હૃદય વિવેક તો. ૮

દુષ્કૃત નિંદા એમ કરીએ, પાપ કર્યાં પરિહાર તો;
શિવગતિ આરાધન તણોએ, એ છઠ્ઠો અધિકાર તો. ૯

## ઢાળ છઠ્ઠી.

( આદિ તું જોઇને આપણી. એ દેશી. )

ધનધન તે દિન માહરો, જીહાં કીધો ધર્મ;
દાન શિયળ તપ આદરી, ટાળ્યાં દુષ્કૃત કર્મ. ધન૦ ૧
શત્રુંજાદિક તીર્થની, જે કીધી જાત્રા;
જુગતે જીનવર પુજીયા, વળી પોખ્યાં પાત્ર. ધન૦ ૨
પુસ્તક જ્ઞાન લખાવીયાં, જીણહર જીન ચૈત્ય;
સંઘ ચતુર્વિધ સાચવ્યા, એ સાતે ખેત્ર. ધન૦ ૩
પડિકમણાં સુપરે કર્યાં, અનુકંપા દાન;
સાધુ સૂરિ ઉવઝાયને, દીધાં બહુ માન. ધન૦ ૪
ધર્મ કાજ અનુમોદિએ, એમ વારોવાર;
શિવગતિ આરાધન તણો એ સાતમો અધિકાર. ધન૦ ૫
ભાવ ભલો મન આણીએ, ચિત્ત આણી ઠામ;
સમતા ભાવે ભાવીએ, એ આતમરામ. ધન૦ ૬
સુખ દુઃખ કારણ જીવને, કોઈ અવર ન હોય;
કર્મ આપ જે આચરયાં, ભોગવિએ સોય. ધન૦ ૭
સમતા વિણ જે અનુસરે, પ્રાણી પુન્ય કામ;
છારિ ઉપર તે લીપણું, ઝાંખર ચિત્રામ. ધન૦ ૮
ભાવ ભલીપરે ભાવીએ, એ ધર્મનો સાર;
શિવગતિ આરાધન તણો, એ આઠમો અધિકાર. ધન૦ ૯

## ઢાળ સાતમી.

( રેવતગિરિ ઉપરે. એ દેશી. )

હવે અવસર જાણી, કરી સંલેખણ સાર,
અણસણ આદરિએ, પચ્ચખ્ખી ચાર આહાર;
લલુતા સવિ મુકી, છાંડી મમતા અંગ,
એ આતમ ખેલે, સમતા જ્ઞાન તરંગ. ૧
ગતિચારે કીધા, આહાર અનંત નિઃશંક,
પણ તૃપ્તિ ન પામ્યો, જીવ લાલચીઓ રંક;
દુલહો એ વળી વળી, અણસણનો પરિણામ,
એથી પામી જે, શિવપદ સુરપદ ઠામ. ૨
ધન ધના શાલિભદ્ર, ખંધો મેઘકુમાર,
અણસણ આરાધી, પામ્યા ભવનો પાર;
શિવમંદિર જાશે, કરી એક અવતાર,
આરાધન કેરો, એ નવમો અધિકાર. ૩
દશમે અધિકારે, મહામંત્ર નવકાર,
મનથી નવિ મુકો, શિવ સુખ ફલ સહકાર;
એ જપતાં જાયે, દુર્ગતિ દોષ વિકાર;
સુપરે એ સમરો, ચૌદ પુરવનો સાર. ૪
જન્માંતરે જાતાં, જો પામે નવકાર,
તો પાતક ગાળી, પામે સુર અવતાર;
એ નવ પદ સરિખો, મંત્ર ન કોઈ સંસાર,
એહ ભવને પરભવે, સુખ સંપત્તિ દાતાર. ૫

જુઓ ભીલ ભીલડી, રાજા રાણી થાય,
નવપદ મહિમાથી, રાજસિંહ મહારાય;
રાણી રતનવતી બેહુ, પામ્યાંછે સુરભોગ,
એક ભવ પછી લેસે, શિવ વધુ સંજોગ. ૬
શ્રીમતીને એ વલી, મંત્ર ફલ્યો તતકાલ,
ફણીધર ફીટીને, પ્રગટ થઇ ફુલમાલ;
શિવકુમરે જોગી, સોવનપુરી સો કીધ,
એમ એણે મંત્રે, કાજ ઘણાનાં સિદ્ધ. ૭
એ દશ અધિકારે, વીર જીણેસર ભાખ્યો,
આરાધન કેરો, વિધિ જેણે ચિત્તમાંહી રાખ્યો;
તેણે પાપ પખાળી, ભવ ભય દુરે નાખ્યો,
જીન વિનય કરંતાં, સુમતિ અમૃતરસ ચાખ્યો. ૮

---

## ઢાળ આઠમી.

(નમો ભવિ ભાવશું એ. એ દેશી.)

સીદ્ધારથ રાય કુલતિલોએ, ત્રિસલા માત મલ્હારતો;
અવનિ તલે તમે અવતરયા એ, કરવા અમ ઉપકાર તો.
જયો જીન વિરજીએ. ૧
મેં અપરાધ કરયા ઘણાએ, કહેતાં ન લહું પારતો;
તુમ ચરણે આવ્યા ભણી એ, જો તારેતો તારતો. જયો૦ ૨
આશ કરીને આવીયો એ, તુમ ચરણે મહારાજ તો;

આવ્યાને ઉવેખશો એ, તો કેમ રહેશે લાજતો. જયો૦ ૩
કર્મ અલુજણ આકરાં એ, જનમ મરણ જંજાલતો;
હું છું એહથી ઉભગયો એ, છોડવ દેવ દયાલતો. જયો૦ ૪
આજ મનોરથ મુજ ફલ્યા એ, નાઠાં દુઃખ દંદોલતો;
તુઠો જીન ચોવીશમો એ, પ્રગટયો પુન્ય કલ્લોલતો. જયો૦ ૫
ભવ ભવ વિનય તુમારડો એ, ભાવ ભકિત તુમ પાયતો;
દેવ દયા કરી દીજીએ એ, બોધ બીજ સુપસાયતો. જયો૦ ૬

---

## કળશ.

એહ તરણ તારણ સુગતિ કારણ, દુઃખ નિવારણ જગ જયો;
શ્રી વીરજીનવર ચરણ થુણતાં, અધિક મન ઉલટ થયો. ૧
શ્રીવિજયદેવ સુરીંદ પટધર, તિરથ જંગમ એણીજગે;
તપ ગચ્છપતિ શ્રી વિજય પ્રભસૂરિ, સૂરિ તેજે ઝગમગે. ૨
શ્રીહીરવિજય સૂરી શિષ્ય વાચક, કીર્તિવિજય સુરગુરૂ સમો;
તસ શિષ્ય વાચક વિનય વિજયે, થુણ્યો જીન ચોવીશમો. ૩
સય સતર સંવત ઓગણત્રીશે, રહી રાંદેર ચોમાસએ;
વિજય દશમી વિજય કારણ, કિયો ગુણ અભ્યાસ એ. ૪
નર ભવ આરાધન સિદ્ધિ સાધન, સુકૃત લીલવિલાસએ;
નિર્જરા હેતે સ્તવન રચિયું, નામે પુન્ય પ્રકાશ એ. ૫

# अथ श्री माहावीरस्वामीनुं पारणुं.

માતા ત્રિશલાયે પુત્ર રતન જાઇઓ,
ચોસઠ ઇંદ્રનાં આસન કંપે સાર;
અવધિજ્ઞાને જોઇ ધાયો શ્રી જીનવીરને,
આવે ક્ષત્રિય કુંડ નયર મોઝાર. માતા. ૧
વીર પ્રતિબિંબ મુકી માતા કને,
અવસરપિણી નિદ્રા દીએ સાર;
એમ મેરૂ શિખરે જીનને લાવે ભકિતશું,
હરિ પંચરૂપ કરી મનોહાર. માતા. ૨
એમ અસંખ્ય કોટાકોટી મલી દેવતા,
પ્રભુને ઓછવ મંડાણે લઇ જાય;
પાંડુક વન શિલાયે જીનને લાવે ભકિતશું,
હરિ અંગે થાપે ઇંદ્ર ઘણું ઉછાય. માતા. ૩
એક કોડી સાઠ લાખ કલસે કરી,
વીરનો સનાત્ર મહોચ્છવ કરે સાર;
અનુક્રમે વીર કુમરને લાવે જનની મંદિરે,
દાસી પ્રિયવંદા જાએ તેણી વાર. માતા. ૪
રાજા સિદ્ધારથને દીધી વધામણી,
દાસીને દાનને માન દિએ મનોહાર;
ક્ષત્રી કુંડ માંહે ઓચ્છવ મંડાવિઓ,
પ્રજા લોકને હરખ અપાર. માતા. ૫
ઘરઘર શ્રીફળ તોરણ ત્રાટજ બાંધિઆં,
ગોરી ગાવે મંગલ ગીત રસાલ;

રાજા સિદ્ધારથે જન્મ મહોત્સવ કર્યો,
માતા ત્રિશલા થઇ ઉજમાલ. માતા. ૬
માતા ત્રિશલા ઝુલાવે પુત્ર પારણે,
ઝુલે લાડકડા પ્રભુજી આનંદ ભેર;
હરખી નિરખીને ઇંદ્રાણીયો જાએ વારણે,
આજ આનંદ શ્રીવીરકુમરને ઘેર. માતા. ૭
વીરના મુખડા ઉપર વારૂ કોટી ચંદ્રમા,
પંકજ લોચન સુંદર વિશાલ કપોલ;
શુક ચંચૂ સરખી દીસે નિર્મળ નાસિકા,
કોમલ અધર અરૂણ રંગ રોળ. માતા. ૮
ઓખધિ સોવન મઢારે શોભે હુાલરે,
નાજુક આભરણ સઘળાં કંચન મોતીહાર;
કર અંગુઠો ધાવે વીરકુમર હર્ષે કરી,
કાંઇ બોલાવતાં કરે કિલકાર. માતા. ૯
વીરને નિલાડે કીધોછે કુંકુમ ચાંદલો,
શોભે જડિત મરકત મણિમાં દીસે લાલ;
ત્રિશલાએ જુગતે આંજી અણિયાલી બેહુ આંખડી,
સુંદર કસ્તુરીનું ટબકું કીધું ગાલ. માતા. ૧૦
કંચન શોલ જાતનાં રત્ને જડીયું પારણું,
ઝુલાવતી વેલા થાએ ઘુઘરનો ઘમકાર;
ત્રિશલા વિવિધ વચને હરખી ગાએ હુાલરૂં,
ખેંચે કુમતિઆલી કંચન દોરી સાર. માતા. ૧૧
મારો લાડકડો સરખા સંગે રમવા જશે,
મનોહર સુખડલી હું આપીશ એહને હાથ;
ભોજન વેલા રમઝમ કરતો આવશે,

હું તો ધાઇને ભીડાવીશ હૃદય સાથ. માતા. ૧૨
હંસ કારંડવ કોકિલ પોપટ પારેવડાં,
માંહી બપૈયાને સારસ ચકોર;
મેનાં મોર મેલ્યાં રમકડાં રમવા તણાં,
ઘમઘમ ઘુઘરા બજાવે ત્રિશલા કિશોર. માતા. ૧૩
મારો વીર કુમર નિશાળે ભણવા જાયશે,
સાથે સાજજન કુટુંબ પરિવાર;
હાથી રથ ઘોડા પાલાખેં ભલું શોભતું,
કરી નિશાલ ગરણું અતિ મનોહાર. માતા. ૧૪
મારા વીર સમાણી કન્યા સારી લાવશું,
મારા કુમરને પરણાવીશ મોહોટે ઘેર;
મારો લાડકડો વરરાજા ઘોડે બેસસે,
મારો વીર કરશે સદાય લીલા લહેર. માતા. ૧૫
માતા ત્રિશલા ગાવે વીર કુંવરનું હાલરૂં,
મારો નંદન જીવજો કોડી વરસ;
એતો રાજ રાજેસર થાશે ભલો દીપતો,
મારા મનના મનોરથ પૂરશે જગીશ. માતા. ૧૬
ધન્ય ધન્ય ક્ષત્રિ કુંડ ગામ મનોહરૂં,
જીહાં વીર કુંવરનો જનમ ગવાય;
રાજા સિદ્ધારથના કુલ માંહે દિનમણી,
ધન્ય ધન્ય ત્રિશલા રાણી જેહુની માય. માતા. ૧૭
એમ સૈયર ટોલી ભોલી ગાવે હાલરૂં,
થાશે મનના મનોરથ તેહને ઘેર;
અનુક્રમે મહોદય પદવી રૂપ વિજય પદ પામશે,
ગાએ અમિય વિજય કહે થાશે લીલા લહેર. માતા. ૧૮

# अथ श्री छंदो.

## અથ શ્રી સંખેશ્વર પાર્શ્વજિન છંદ.

સેવો પાસ શંખેશ્વરો મન શુદ્ધે, નમો નાથ નિશ્ચે કરીએક બુદ્ધે;
દેવીદેવલાંઅન્યનેશું નમોછો, અહોભવ્યલોકોભુલાકયાંભમોછો.૧
ત્રીલોકના નાથને શું તજોછો, પડયા પાસમાં ભુતડાને ભજોછો;
સુરધેનુંછંડી અજા શું અજોછો, મહા પંથ મુકી કુપંથે વ્રજોછો.૨
તજે કોણ ચિંતામણી કાચ માટે, ગ્રહે કોણ રાસભને હસ્તી સાટે;
સુરદ્રુમ ઉપાડી આક કુણ વાવે, મહા મૂઢ તે આકુળા અંત પાવે.૩
કીહાં કાંકરોને કીહાં મેરૂ શૃંગં, કીહાં કેસરીને કીહાં તે કુરંગં;
કીહાં વિશ્વનાથં કીહાંઅન્ય દેવા, કરોએક ચિત્તે પ્રભુપાસ સેવા.૪
પૂજો દેવી પ્રભાવતી પ્રાણનાથં, સહુ જીવને જે કરેછે સનાથં;
મહા તત્વ જાણી સદા જેહ ધ્યાવે, તેના દુઃખ દારીદ્ર દુરે પળાવે.૫
પામી માનુષ્યોને વૃથા કાં ગમોછો, કુશીલે કરી દેહને કાં દમોછો;
નહીં મુક્તિ વાસં વિના વીતરાગં, ભજો ભગવંતં તજો દૃષ્ટી રાગં.૬
ઉદયરત્ન ભાખે સદા હેત આણી, દયા ભાવ કીજે પ્રભુદાસજાણી;
આજ મારે મોતીડે મેહ વુઠયા, પ્રભુપાસસંખેશ્વરો આપ તૂઠયા.૭

## અથ શ્રી મહાવીર જિન છંદ.

સેવો વીરને ચિત્તમાં નિત્ય ધારો, અરિક્રોધને મનથી દુરવારો;
સંતોષ વૃત્તિ ધરો ચિત્ત માંહી, રાગ દ્વેષથી દૂર થાઓ ઉછાંહિં.૧
પડયા મોહનાપાસમાં જેહ પ્રાણી, શુદ્ધતત્વની વાત તેણે નજાણી;
મનુજન્મપામી વૃથાકાંગમોછો, જૈનમાર્ગછંડી ભુલાકાંભમોછો.૨

અલોભી અમાની નીરાગી તજો છો, સલોભી સમાની સ-
રાગી ભજો છો;
હરિહરાદિ અન્યથી શું રમો છો, નદીગંગ મુકી ગલીમાં પડો છો.૩
કેઇ દેવ હાથે અસિ ચક્ર ધારા, કેઇ દેવ ઘાલે ગળે રૂંઢ માલા;
કેઇ દેવ ઉત્સંગે રાખે છે વામા, કેઇ દેવ સાથે રમે વૃંદ રામા. ૪
કેઇ દેવ જપે લેઇ જપ માલા, કેઇ માંસ ભક્ષી મહાવીકરાળા;
કેઇયોગિણી ભોગિણી ભોગરાગે,કેઇરૂદ્રાણી છાગનો હોમ માગે.૫
ઇસા દેવ દેવીતણી આસ રાખે, તદા મુક્તિનાં સુખને કેમ ચાખે;
જદાલોભનાથોકનોપારનાવ્યો,તદામશ્રનોબિંદુઓમનભાવ્યો.૬
જેહ દેવલાં આપણી આશ રાખે,તેહ પિંડને મજશું લેઅ ચાખે;
દીન હીનની ભીડ તે કેમભાજે, ફુટોઢોલ હાથે કહોકેમ વાજે.૭
અરેમૂઢભ્રાતા ભજોમોક્ષદાતા,અલોભીપ્રભુને ભજોવિશ્વ ખ્યાતા;
રત્નચિંતામણીસારીખોએહસાચો,કલંકીકાચનાપિંડશુંમતરાચો.
મંદ બુદ્ધિ શું જેહ પ્રાણી કહેછે, સવિ ધર્મ એકત્વ ભુલો ભમેછે;
કીહાં સર્ષપાને કીહાં મેરૂ ધીરં, કીહાં કાયરાને કીહાં શૂરવીરં. ૯
કીહાં સ્વર્ણથાલં કીહાં કુંભ ખંડં, કીહાં કોદ્રવાને કીહાં ખીરમંડં;
કીહાં ખીરસિંધુ કીહાં ક્ષારનીરં, કીહાં કામધેનુ કીહાં છાગખીરં.
કીહાં સત્ય વાચા કીહાં કૂડવાણી, કીહાં રંકનારી કીહાં રાયરાણી;
કીહાં નારકીને કીહાં દેવ ભોગી, કીહાં ઇંદ્ર દેહી કીહાં કુષ્ટ રોગી.
કીહાંકર્મઘાતી કીહાંકર્મધારી, નમોવીરસ્વામી ભજો અન્યવારી;
જિસીસેજમાંસ્વપ્નથીરાજ્યપામી,રાચેમંદબુદ્ધિધરીજેહસ્વામી.
અથિર સુખ સંસારમાં મનમાચે,તેજનામૂઢમાં એહશું ઇહ્છાજે;
તજોમોહમાયા હરોદંભરોશી, સજોપુણ્યપોષી ભજો તે અરોષી.

ગતિચારસંસારઅપારપામી,આવ્યાઆશધારીપ્રભુપાયસ્વામી;
તુહીં તુહીં તુહીંપ્રભુ પર્મ રાગી,ભવ ફેરની શૃંખલા મોહ ભાગી.
માનીઅવીરજી અર્જછેએકમોરી, દીજેદાસકુંસેવનાચરણતોરી;
પુન્ય ઉદય હુઓ ગુરૂ આજ મેરો, વિવેકે લહ્યોમેં પ્રભુ દર્શતેરો.૧૫

## અથ શ્રી ગૌતમાષ્ટક છંદ.

વીર જીનેશ્વર કેરો શીષ્ય, ગૌતમ નામ જપો નિશદિશ;
જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન. ૧
ગૌતમ નામે ગિરિવર ચઢે, મન વાંછિત હેલા સંપજે;
ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંજોગ. ૨
જે વૈરી વિરૂઆ વંકડા, તસ નામે નાવે ઢુંકડા;
ભૂત પ્રેત નવિ મંડે પ્રાણ, તે ગૌતમનાં કરૂં વખાણ. ૩
ગૌતમ નામે નિર્મળ કાય, ગૌતમ નામે વાધે આય;
ગૌતમ જીન સાસન શણગાર, ગૌતમ નામે જય જયકાર.૪
શાલ દાલ સુરહ્વા ઘૃત ગોલ, મનવંછિત કાપડ તંબોલ;
ઘરશું ઘરણી નિર્મળ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત. ૫
ગૌતમ ઉદયો અવિચળ ભાણુ, ગૌતમ નામ જપો જગ જાણ;
મોહોટાં મંદીર મેરૂ સમાન, ગૌતમ નામ સફલ વિહાર. ૬
ઘર મયગલ ઘોડાની જોડ, વારૂ પોહોંચે વંછિત કોડ;
મહીયલ માને મોહોટા રાય, જો તૂઠે ગૌતમના પાય. ૭
ગૌતમ પ્રણમ્યાં પાતક ટળે, ઉત્તમ નરની સંગત મલે;
ગૌતમ નામે નિર્મલ જ્ઞાન, ગૌતમ નામે વાધે વાન. ૮
પુન્યવંત અવધારો સહુ, ગુરૂ ગૌતમના ગુણ છે બહુ;
કહે લાવણ્ય સમય કર જોડ, ગૌતમ તૂઠે સંપતિ કોડ. ૯

# अथ श्री स्तुतियो.

## અથ શ્રી સિદ્ધાચળની સ્તુતિ.

શ્રી શેત્રુંજો તીરથ સાર, ગીરીવર માહે જેમ મેરૂ ઉદ્ધાર,
ઠાકોર રામા પાર, મંત્ર માંહે નવકારજ જાણું;
તારા મહે જેમ ચંદ્ર વખાણું, જળધર માંહે જળ જાણું,
પંખી માહે જેમ ઉત્તમ હંશ, કુળ માહે જેમ રીખવનો વંશ,
નાભિ તણો એ અંશ, ક્ષમાવંત માહે શ્રી અરિહંત,
તપશૂરા માહે માહા મુનિવંત, શેત્રુંજે ગાયા ગુણવંત. ૧

૨

પુંડરગીરી મહીમા, આગમમાં પરસિદ્ધ,
વિમલાચળ ભેટી, લહીએ અવિચળ રિદ્ધ;
પંચમ ગતિ પોહોંચ્યા, મુનિવર કોડા કોડ,
એણે તીરથે આવી, કર્મ વિપાતક છોડ. ૧

## અથ શ્રી મંદિરસ્વામીની સ્તુતિ.

શ્રી સીમંધર જીનવર, સુખકર સાહેબ દેવ,
અરિહંત સકળની, ભાવ ધરી કરૂં સેવ;
સકળઆગમ પારક, ગણધર ભાખિત વાણી,
જયવંતી આણા, જ્ઞાન વિમળ ગુણખાણી. ૧

## અથ શ્રી પાર્શ્વનાથની સ્તુતિ.

પાસજીણંદા વામાનંદા, જબ ગરભે ફળી,
સુપના દેખે અર્થ વિશેખે, કહે મઘવા મળી;
જીનવર જાયા સુર હુલરાયાં, હુઆ રમણી પ્રિયે,
નેમિ રાજી ચિત્ત વિરાજી, વિલોકિત વૃત લીએ. ૧

## અથ શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તુતિ.

સંખેશ્વર પાસજી પૂજીએ, નરભવનો લાહો લીજીએ;
મન વંછિત પુરણ સુરતરૂ, જયવામાસુત અલવેશરૂ. ૧
દોયરાતા જીનવર અતિભલા, દોય ધોળા જીનવર ગુણનીલા;
દોય લીલા દોય સામલ કહ્યા, સોળે જીન કંચન વર્ણ લહ્યા. ૨
આગમ તે જીનવરે ભાખિઆ, ગણધર તે હૃદે રાખીઆ;
તેહનો રસ જેણે ચાખીઓ, તે હુવો શિવસુખ સાખીઓ. ૩
ધરણીંદ્ર રાય પદ્માવતી, પ્રભુ પાર્શ્વ તણા ગુણ ગાવતી;
સહુ સંઘનાં સંકટ ચૂરતી, નયવિમલનાં વંછિત પૂરતી. ૪

## અથ શ્રી પજુસણની સ્તુતિ.

સત્તરભેદી જીન પૂજા રચીને, સનાત્ર મહોચ્છવ કીજેજી,
ઢોલ દદામા ભેરી નેફેરી, ઝલરી નાદ સુણીજેજી;
વિરજીન આગળ ભાવના ભાવી, માનવ ભવ ફળ લીજેજી,
પરવ પજુસણ પૂરવ પુન્યે, આવ્યાં એમ જાણીજેજી. ૧
માસ પાસ વળી દસમ દુવાલસ, ચત્તારી આઠ કીજેજી,
ઉપર વળી દસ દોય કરીને, જીન ચોવીસે પુજીજેજી;
વડા કલ્પનો છઠ્ઠ કરીને, વીર ચરિત્ર સુણીજેજી,
પડવેને દીન જન્મ મહોચ્છવ, ધવળ મંગળ વરતીજેજી. ૨
આઠ દીવસ લગે અમર પળાવી, અઠ્ઠમનો તપ કીજેજી,
નાગકેતુની પરે કેવળ લહીએ, જો શુભ ભાવે રહીએજી;
તેલાધર દીન ત્રણ કલ્યાણક, ગણધર વાદ વદીજેજી,
પાસ નેમીસર અંતર ત્રીજે, રીખભ ચરિત્ર સુણીજેજી. ૩
બારસેં સૂત્ર ને સમાચારી, સંવચ્છરી પડીકમીએજી,

ચત્ર પ્રવાડી વીધિસ્યું કીજે, સકળ જંતુને ખામીએજી;
પારણાને દીન સ્વામીવચ્છળ, કીજે અધિક વડાઇજી,
માન વિજય કહે સકળ મનોરથ, પૂરે દેવા સીદ્ધાઇજી. ૪

## અથ શ્રી આદિજિન સ્તુતિ.

આદિ જીનવર રાયા, જાસ સોવન્ન કાયા,
મરૂદેવી જસ માયા, ધોરી લંછન પાયા;
જગત સ્થિતિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા,
કેવલ સિરિરાયા, મોક્ષ નગરે સધાયા. ૧
સવિજન સુખકારિ, મોહ મિથ્યા નિવારી,
દુરગતિ દુઃખ ભારી, શોક સંતાપ વારી;
શ્રેણી ક્ષપક સુધારી, કેવલાનંત ધારી,
નમીએ નરનારી, જેહ વિશ્વોપકારી. ૨
સમવસરણ બેઠા, લાગે જે જીન મીઠા,
કરે ગણપ પઇઠા, ઇંદ્ર ચંદ્રાદિ દીઠા;
દ્વાદશાંગી વરિઠા, ગુંથતા ટાલે રિઠા,
ભવિજન હોય હિઠા, દેખી પુણ્યે ગરિઠા. ૩
સુર સમકિત વંતા, જેહ ઋદ્ધે મહંતા,
જેહ સુજન સંતા, ટાળિયે મુજ ચિંતા;
જિનવર સેવંતા, વિઘ્નવારે દુરંતા,
જિન ઉત્તમ થુંણુંતા, પદ્મને સુખ દિંતા. ૪

## અથ શ્રી સિદ્ધચક્રજીની સ્તુતિ.

જીન સાસન વંછિત, પૂરણ દેવ રસાળ,
ભાવે ભવી ભણીએ, સિદ્ધચક્ર ગુણમાળ;

ત્રિહું કાળે એહની, પુજા કરે ઉજમાળ,
તે અમર અમર પદ, સુખ પામે સુવિશાળ. ૧
અરિહંત સિદ્ધ વંદો, આચારજ ઉવઝાય,
મુનિ દરસણ નાણ, ચરણ તપ એ સમુદાય;
એ નવપદ સમુદિત, સિદ્ધચક્ર સુખદાય,
એ ધ્યાને ભવિનાં, ભવ કોટી દુઃખ જાય. ૨
આસો ચઈતરમાં, સુદ સાતમથી સાર,
પુનમ લગી કીજે, નવ આંબીલ નિરધાર;
દોય સહસ ગણેવું, પદ સમ સાડાચાર,
એકાદશી આંબીલ, તપ આગમ અનુસાર. ૩
શ્રી સિદ્ધચક્ર સેવક, શ્રી વિમલેસર દેવ,
શ્રીપાલ તણી પરે, સુખપૂરે સ્વયમેવ;
દુખ દોહગ નાવે, જે કરે એહની સેવ,
શ્રી સુમતિ સુગુરુનો, રામ કહે નિત્ય મેવ. ૪

## અથ શ્રી સિદ્ધચક્રજીની સ્તુતિ.

અરિહંત નમો વળી સિદ્ધ નમો, આચારજ વાચક સાહુ નમો;
દર્શન જ્ઞાન ચારિત્ર નમો, તપ એ સિદ્ધચક્ર સદા પ્રણમો.૧
અરિહંત અનંત થયા થાશે, વળી ભાવ નિક્ષેપે ગુણ ગાશે;
પડિક્કમણાંદેવવંદનવિધિશું,આંબિલતપગણણુંગણોવિધિશું ૨
છરિ પાળી જે તપ કરશે, શ્રીપાલ તણી પેરે ભવ તરશે;
સિદ્ધચક્રને કુણ આવે તોલે, એહવા જીન આગમ ગુણ બોલે. ૩
સાડા ચારે વરસે તપ પુરૂં, એ કર્મ વિદારણ તપ શૂરૂં;
સિદ્ધચક્ર મન મંદિર થાપો, નય વિમલેસર વર આપો. ૪

## અથ શ્રી બીજ તિથિની સ્તુતિ.

દિન સકળ મનોહર, બીજ દિવસ સુવિશેષ,
રાયરાણા પ્રણમે, ચંદ્ર તણી જીહાંરેખ;
તિહાંચંદ્ર વિમાને, શાશ્વતા જીનવર જેહ,
હું બીજ તણે દિન, પ્રણમું આણીનેહ. ૧

## અથ શ્રી પંચમીની સ્તુતિ.

શ્રાવણ શુદિ દિન પંચમીએ, જનમ્યા નેમ જિણંદ તો,
શ્યામવરણ તનુ સોભતું એ, મુખ શારદકો ચંદ તો;
સહસ વરસ પ્રભુ આઉખુંએ, બ્રહ્મચારી ભગવંત તો,
અષ્ટ કરમ હેલે હણિએ, પોહોંત્યા મુક્તિ મહંત તો. ૧

## અથ શ્રી અષ્ટમીની સ્તુતિ.

મંગલ આઠ કરી જસ આગલ, ભાવધરિ સુરરાજજી,
આઠ જાતિના કલશ ભરીને, ન્હવરાવે જીનરાજજી;
વીર જીનેશ્વર જન્મ મહોત્સવ, કરતાં શિવ સુખ સાધેજી,
આઠમનું તપ કરતાં અમઘેરે, મંગલ કમલા વાધેજી. ૧

## અથ શ્રી એકાદશીની સ્તુતિ.

એકાદશી અતિ રૂઅડી, ગોવિંદ પુછે નેમ,
કોણ કારણ એ પર્વ મોહોટું, કહોને મુજશું તેમ;
જીનવર કલ્યાણક અતિ ઘણાં, એકશોને પચાસ,
તેણે કારણ એ પર્વ મહોટું, કરો મૌન ઉપવાસ. ૧

## અથ શ્રી શાંતિજિન સ્તુતિ.

શ્રી શાંતિજીનેશ્વર સમરિયે, જેહની અચિરા માય,
વિશ્વસેન કુલ ઉપના, મૃગ લંછન પાય;
ગજપુર નગરીનો ધણી, સોવનવર્ણી કાય,
ધનુષ ચાલિસ દેહડી, વરસ લાખનું આય. ૧

# अथ श्री सझ्झायो.

## અથ શ્રી ક્રોધની સઝ્ઝાય.

કડવાં ફળ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે;
રીસ તણો રસ જાણીએ, હલાહલ તોલે. ક. ૧
ક્રોધે કોડ પૂરવ તણું, સંજમ ફલ જાય;
ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય. ક. ૨
સાધુ ઘણો તપિયો હતો, ધરતો મન વૈરાગ;
શિષ્યના ક્રોધ થકી થયો, ચંડ કોશીયો નાગ. ક. ૩
આગ ઉઠે જે ઘર થકી, તે પહેલું ઘર બાલે;
જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પરજાલે. ક. ૪
ક્રોધ તણી ગતિ એહવી, કહે કેવળ નાણી;
હાણ કરે જે હેતની, જાલવજો એમ જાણી. ક. ૫
ઉદય રત્ન કહે ક્રોધને, કાઢજો ગલે સાહી;
કાયા કરજો નિરમળી, ઉપસમ રસ નાહી. ક. ૬

## અથ શ્રી માનની સઝ્ઝાય.

રે જીવ માન ન કીજીયે, માને વિનય ન આવેરે;
વિનય વિના વિદ્યા નહીં, તો કિમ સમકિત પાવેરે. રે. ૧
સમકિત વિણ ચારિત્ર નહીં, ચારિત્ર વિણુ નહીં મુક્તિરે;
મુક્તિનાં સુખ છે શાસ્વતાં, તે કેમ લહિયે જુક્તિરે. રે. ૨
વિનય વડો સંસારમાં, ગુણમાં અધિકારીરે;
માને ગુણ જાયે ગલી, પ્રાણી જો જો વિચારીરે. રે. ૩

માન કર્યું જો રાવણે, તે તો રામે માર્યોરે;
દુર્યોધન ગરવે કરિ, અંતે સવિ હારયોરે. રે. ૪
સૂકાં લાકડાં સરિખો, દુઃખદાયી એ ખોટોરે;
ઉદય રત્ન કહે માનને, દેજો તમે દેશવટોરે. રે. ૫

## અથ શ્રી માયાની સઝાય.

સમકિતનું મૂલ જાણીયેજી, સત્ય વચન સાક્ષાત;
સાચામાં સમકિત વસેજી, માયામાં મિથ્યાત્વરે;
પ્રાણી મ કરીશ માયા લગાર. એ આંકણી. ૧
મુખ મીઠો જુઠો મનેજી, કૂડ કપટનોરે કોટ;
જીભે તો જીજી કરેજી, ચિત્તમાંહે તાકે ચોટરે. પ્રા. ૨
આપ ગરજે આઘો પડેજી, પણ ન ધરે વિશ્વાસ;
મનશું રાખે આંતરોજી, એ માયાનો પાસરે. પ્રાં. ૩
જેહશું બાંધે પ્રીતડીજી, તેહશું રહે પ્રતિકૂલ;
મેલ ન છંડે મન તણોજી, એ માયાનું મૂલરે. પ્રા. ૪
તપ કીધો માયા કરીજી, મિત્રશું રાખ્યોરે ભેદ;
મલ્લીજીનેશ્વર જાણજોજી, તે પામ્યા સ્ત્રી વેદરે. પ્રા. ૫
ઉદય રત્ન કહે સાંભળોજી, મેલો માયાની બુદ્ધ;
મુક્તિ પુરી જાવા તણોજી, એ મારગ છે શુદ્ધરે. પ્રા. ૬

## અથ શ્રી લોભની સઝાય.

તુમે લક્ષણ જોજો લોભનાંરે,
લોભે જન પામે ક્ષોભનારે;
લોભે ડાહ્યા મન ડોલથી કરેરે,
લોભે દુર્ઘટ પંથે સંચરેરે. તું. ૧

તજે લોભ તેહનાં લેઉં ભામણાંરે,
વળી પાયે નમીને કરૂં ખાંમણાંરે;
લોભે મરજાદા ન રહે કેહનીરે,
તુમે સંગત મેલો તેહનીરે. તું. ૨
લોભે ઘર મેહેલી રણમાં મરેરે,
લોભે ઉંચ તે નીચું આચરેરે;
લોભે પાપ ભણી પગલાં ભરેરે,
લોભે અકારજ કરતાં ન ઓસરેરે. તું. ૩
લોભે મન ન રહે નિર્મલુંરે,
લોભે સગપણ નાસે વેગલુંરે;
લોભે ન રહે પ્રીતિને પાત્રડુંરે,
લોભે ધન મલે બહુ એકઠુંરે. તું. ૪
લોભે પુત્ર પ્રત્યે પિતા હણેરે,
લોભે હત્યા પાતક નવિ ગણેરે;
તે તો દામ તણે લોભે કરીરે,
ઉપર મણિધર થાયે તે મરીરે. તું. ૫
જોતાં લોભનો થોભ દિસે નહીંરે,
એવું સૂત્ર સિદ્ધાંતે કહ્યું સહીરે;
લોભે ચક્રી સંભુમ નામે જુઓરે,
તે તો સમુદ્ર માંહે ડુબી મુવોરે. તું. ૬
એમ જાણીને લોભને છંડજોરે,
એક ધર્મશું મમતા મંડજોરે;
કવિ ઉદય રત્ન ભાખે મુદારે,
વંદૂ લોભ તેજ તેહને સદારે. તું. ૭

## અથ શ્રી સંતોષની સઝ્ઝાય.

સજજા ભલીરે સંતોષની, કીજીએ ધર્મ રસાલરે. ટેક.
મુગતી મંદીર માંહી પોઢીયા, સુતાં સુખ અપારરે. સ૦ ૧
સંજમ તલાઇ ભલી પાથરી, વિનય ઓસીસાં સારરે;
સમતાએ ગાલ મસુરીયાં, વેજણીયો વ્રત ધારીરે. સ૦ ૨
ઉપસમ ખાટ પછે વડી, સોલડીયે વેરાગરે;
ધર્મ શીખ ભલી ઓઢણી, ઓરડે તે ધર્મ ને જાણુરે. સ૦ ૩
એ સજજાએ કોણ પોઢશે, પોઢશે શીયળવંતી નારીરે;
કવિયન મુખ ઇમ ઉચરે, પોઢશે પુરૂષ વ્રત ધારીરે. સ૦ ૪
ધર્મ કરો તુમે પ્રાણીયા, આતમને હિતકારીરે;
વિનય વિજય ઉવઝાયનો, લ્યો કેવળ સુખકારીરે. સ૦ ૫

## અથ શ્રી આત્મબોધની સઝ્ઝાય.

હો સુણ આત્મા મત, પડ મોહ પંજર માંહે માયા જાલરે.
ધન રાજય જોબન રૂપરામા, સુત સુતા ઘરબારરે;
હુકમ હોદ્દા હાથી ઘોડા,કારિમો પરિવાર.માયાજાલરે.હો૦૧
અતુલ બલ હરિ ચક્રી રામા, તું જો ઉર્જિત મદમત્તરે;
ક્રુર જમબલ નિકટ આવે, ગલિત જાવે સત્ત. મા૦ હો૦ ૨
પુહવીને જે છત્ર પરે કરે, મેરૂનો કરે દંડરે;
તે પણ ગયા હાથ ઘસતા, મુકી સર્વ અખંડ. મા૦ હો૦ ૩
જે તખત બેશી હુકમ કરતા, પહેરી નવલા વેશરે;
પાઘ સહેરા ધરત ટેઢા, મરી ગયા જમ દેશ. મા૦ હો૦૪
મુખ તંબોલને અધરરાતા, કરતે નવ નવ ખેલરે;

તેહ નર ભલ પુણ્ય ઘાટે, કરત પરઘર ટેલ. મા૦ હો૦ ૫
ભજ સદા ભગવંત ચેતન, સેવ ગુરૂપદ પદ્મરે;
રૂપ કહે કરય ધર્મ કરણી, પામે શાશ્વત સદ્મ.મા૦ હો૦ ૬

## અથ શ્રી ઇલાચીપુત્રની સઝાય.

નામ ઇલાપુત્ર જાણીયે, ધનદત્ત શેઠનો પુત્ર,
નટવી દેખીને મોહીઓ, જે રાખે ઘર સુત;
કરમ ન છુટેરે પ્રાણીયા, પુરવ નેહ વિકાર,
નિજ કુળ છંડીરે નટ થયો, નાંણી શરમ લગાર. કરમ૦ ૧
ઇક પુર આવ્યોરે નાચવા, ઊંચો વાંસ વિશેષ;
તીહાં રાય જોવારે આવીઓ, મળીયા લોક અનેક. કરમ૦ ૨
દોય પગ પહેરીરે પાવડી, વાંસ ચડ્યો ગજ ગેલ;
નિરધાર ઉપર નાચતો, ખેલે નવ નવા ખેલ. કરમ૦ ૩
ઢોલ બજાવેરે નટવી, ગાવે કિંન્નર સાદ;
પાયતલ ઘુઘરારે ઘમ ઘમે, ગાજે અંબર નાદ. કરમ૦ ૪
તીહાં રાય ચિત્તમેરે ચિંત્તવે, લુબધો નટવીને સાથ;
જો નટ પડેરે નાચતો, તો નટવી મુજ હાથ. કરમ૦ ૫
દાન ન આપેરે ભુપતી, નટ જાણે નૃપ વાત;
હું ધન વંછુરે રાયનો, રાય વંછે મુજ ઘાત. કરમ૦ ૬
તવ તીહાં મુનીવર પેખીઓ, ધન ધન સાધુ નિરાગ;
ધિગ ધિગ વિખયારે જીવને, એમ પામ્યો વૈરાગ. કરમ૦ ૭
થાળ ભરી શુદ્ધ મોદકે, પદમણી ઉભેલાં બાર;
લો લો કેછે લેતા નથી, ધન ધન મુનિ અવતાર. કરમ૦ ૮
સંવર ભાવેરે કેવળી, થયો મુની કર્મ ખપાય;
કેવળ મહીમાજી સુર કરે, લબ્ધિવિજય ગુણ ગાય. કરમ૦ ૯

# अथ श्री लावणीयो.

## અથ શ્રી જીનદાસ કૃત લાવણીયો.

૧

અરે તુમ જપો મંત્ર નવકાર, ઉનસેં ઉતરોગે ભવપાર,
હોવે તેરી કાયાકો ઓધાર, સફલ કરલે અપનો અવતાર;
ધ્યાન તુમ મનસેં ધરો નરનાર, પ્રાણુ દુઃખકી યહુ હે સંસાર,
કરો પ્રભુ ન્યાલ અબે જીનદાસ, રખો પ્રભુ મુજ ચરણુકેપાસ. ૧

૨

સફલ નર તેરી જીંદગાની, શીખ સૂત્રોકી તે માની,
કિયા નિજ ગુરૂ નિર્ગ્રંથ ગ્યાની, કાનસેં લગી સુમતિ રાની;
જગતમે અધિક ચઢયો પાની, ગતિ તેરી સુરગતિકી ઠાની,
સેવક તેરા જીનદાસ બાજે; સુધારોગે તુમાહી કાજે. ૧

## અથ શ્રી અજીતનાથ મહારાજની લાવણી.

શ્રીઅજીતનાથ મહારાજ ગરીબ નિવાજ, જરૂર જિનવરજી (૨)
સેવક સિરનામી તને ઉચ્ચારે અરજી,
કર મારી મારા વાંક રઝળીઓ રાંક, અનંતા ભવમે (૨)
આવ્યો છું તારા શરણુ બલ દુઃખ દવમેં;
ક્રોધાધિક ઠુકતા ચ્યાર ખરેખર ખાર, લગ્યા મુજ કેડે (૨)
વળી પાપી મારો નાથ છેક છંછેડે,
આમુજરોમુજભગવાન કરૂં ગુણુગાન, ધ્યાનમાંધરજી (૨) સે૦ ૧
મેં પુરણુ કર્યાં છે પાપ સુણુજો આપ, કહું કરજોડી (૨)

મુજ મુંડામાં ભગવાન ભુલ નહીં થોડી;
જીવ હિંસા અપરંપાર કરી કિરતાર, હવે શું કરવું (૨)
જુઠું બહુ બોલી સાચને શું હરવું;
તુજ ખોળામાં મુજ શીશ જાણ જગદીશ, ગમે તે કરજી (૨) સે૦ ૨
મેં કર્યાં બહુ કુકર્મ ધરી નહીં ધર્મ, પુરણ હું પાપી (૨)
અવળો થઇ તારી આણ મેંજ ઉથાપી;
મેં મુરખ નિંદા ઘણી મુનિવર તણી, કરી હરખાયો (૨)
પરદારા દેખી લબાડ હું લલચાયો;
કિંકર કહે કેશવલાલ આણીને વ્હાલ, દુઃખ તું હરજી (૨) સે૦ ૩

## અથ શ્રી જીવશીખામણની લાવણી.

ચલ ચેતન અબ ઉઠ કર અપને, જીનમંદિર જઇએ;
કિસીકી ભૂંડી ના કહીયે, કિસીકી બૂરી ના કહીએ. ચ૦
ચરણ જીનવરજીકા ભેટયા. (૨)
ભવ ભવ સંચિત પાપ કરમ સબ, તન મનકા મેટયા;
સુકૃત કીજે મહારાજ. (૨)
જીનવરકા ગુણ ભજ લીજે, સમકિત અમૃત રસ પીજે;
લાભ જીન ભક્તિકો લહીયેરે. (૨) ચલ૦ ૧
કરોજી મત મુખસેં બડાઇ. (૨)
તજ તામસ મન મનકી સુમતા, સે રેનાં ભાઇ;
રીતસેં બોલો મેરી જાન. (૨)
આતમ સમતામે તોલો, મત મરમ પારકા ખોલો;
મોન કર તન મનસે રહિયેરે. (૨) ચલ૦ ૨
જોબન દિન ચાર તણો સંગીરે. (૨)

અંત સમય ચેતન ઉઠ ચાલે, કાયા પડિ નંગી;
પ્રીત સબ તૂટી મેરી જાન. (૨)
આઉખાકી ખરચી ખૂટી, ચેતનસે કાયા રૂઠી;
સુખ દુઃખ આપ કિયા સહિયેરે. (૨) ચલ૦ ૩
જગતસેં રહેનાં ઉદાસીરે. (૨)
પરખ્યા મેં જીનરાજ, હરે મેરી દુર્ગતિકી ફાંસી;
તજો સબ ધંધા મેરી જાન. (૨)
જીનવર મુખ પૂનમ ચંદા, જીનદાસ તુમારા બંદા;
મેરે એક જીન દર્શન ચહિયેરે. (૨) ચલ૦ ૪

## અથ શ્રી કેસરીયાજીની લાવણી.

શ્રી રીખભદેવ મહારાજ, કેસરીયા બેઠે પહાડોમે,
આસપાસ ગુલજાર ઝાડીઓ લગ લહી પહાડોમે;
ટુંક ટુંકપર ધજા ધજાપર, ચોકી બીલનકી,
સબ શ્રાવક મીલ પૂજા કરતે, કેસર ચંદનકી. શ્રી૦ ૧
ખાશા દેવલ બના દેવલપર, કલી ચડાઇ,
અષ્ટદ્રવ લઇ પૂજા કરતે, જોત્ર સવાઇ. શ્રી૦ ૨
શેત્રુંજા ગીરનાર જીવ તુમ, અષ્ટાપદ જાના;
સોનાગીરકે દરસન કરકે, ચંપા પુરી આના. શ્રી૦ ૩
ચંપાપુર ઓર પાવાપુર, જીવ સમેત શીખર જાના;
મુગતાગીરકે દરસન કરકે, આબુજી આના. શ્રી૦ ૪
રાયણપુર ઓર ગઢ આબુજી, માગી તુંગી જાના;
મગશીજીકે દરસન કરકે, ગોડીજી આના. શ્રી૦ ૫

શ્રીશંખેશ્વર દરસન કર ચલ, તારંગે જાના;
પુરપટણકે દરસન કરકે, કલ્લી કુંડ આના. શ્રી૦ ૬
સબ તીરથકી કરી જાતરા, ઘરકુ બી જાના;
કહે શ્રી ગંગાદાસ ભાઇ વાણી, ભગવતકી લેના. શ્રી૦ ૭

## અથ શ્રી સંસારના અથીરપણા વિષેની લાવણી.

ખબર નહીં આ જુગમે પલકી; (૨)
સુકૃત કરના હોયસો કરલે, કોન જાણે કલકી;
આ દોસ્તી હે જગવાસકી, કાયા મંડળકી; (૨)
સાસ ઉસાસ સમરલે સાહેબ, આયુ ઘટે પલકી. ખ૦ ૧
તારા મંડળ રવી ચંદ્રમા, સબહે ચલનેકી; (૨)
દિવશ ચારકા ચમત્કાર જયું, વીજળીયાં ઝળકી. ખ૦ ૨
કુડ કપટકર માયા જોડી, કર બાતાં છલકી; (૨)
પાપકી પોટલી બાંધી શિરપર, કેસે હોય હલકી. ખ૦ ૩
યે જુગાહે સુપનેકી માયા, જેસી બુંદા જલકી; (૨)
વણસતાતો વાર ન લાગે, દુનિયા જાય ખલકી. ખ૦ ૪
માત તાત સુત બંધવ ભાઇ, સબ જુગ મતલબકી. (૨)
કાયા માયા નાર હવેલી, એ તેરી કબકી. ખ૦ ૫
મન માવત તન ચંચળ હસ્તી, મસ્તી હે બલકી; (૨)
સતગુરૂ અંકુશ ધરો શિરપર, ચલ મારગ સતકી. ખ૦ ૬
જબ લગ હંસા રહે દેહમાં, ખુશીયા મંગલકી; (૨)
હંસા છોડ ચલ્યા જબ દેહી, મટીયાં જંગલકી. ખ૦ ૭
દયા ધરમ સાહેબકો સમરત, એ બાતા સતકી; (૨)
રાગ દ્વેષ ઉપજે નહીં જીનકું, વીનતિ અખમલકી. ખ૦ ૮

# अथ श्री गुंहळीयो.

१

( સુંણ ગોવાલણી. એ દેશી. )

સુંણ સાહેલી જંગમ તીરથ, જોવા ઉભી રહેને;
મુની મુખ જોતાં મન ઉલસે, તન વિકસે આપણ બેને.
એ આંકણી.
થાવર તીરથ દુરગતી વારે, પણ ઘર મેલી જઇએ જયારે;
વિધિ જોગે ધ્યાન ધરે ત્યારે, સંસાર સમુદ્ર થકી તારે. સુ. ૧
જંગમ મુનિ મારગમાં ફરતા, સંજમ આચરણા આચરતા;
જગજીવનઉપરકરૂણાધરતા,પુન્યશાળીક્ષર પાવન કરતા.સુ.૨
અનાચિરણ બાવન પરી હરતા, બોલે દસ વૈકાલીક કરતા;
ગણિપેહુ બહુ શ્રુતનીધરતા,મુખચંદ્ર થકી અમૃતઝરતા.સુ.૩
વર જ્ઞાન ધ્યાન હયગયવરિયા,તપજપ ચરણાદીક પરિકરીયા;
વિરતીપટરાણી સ્યુંઠરીયા, મુનિરાજ સવાઇકેસરિયા.સુ. ૪
સુવિહીત ગીતારથ ગુરૂ આગે, વિધિ યોગે વંદે ગુણ રાગે;
કરે કાકણ પગ ઝાંઝર વાગે, ગુંહળીકરતાંઅનુભવ જાગે.સુ.૫
કંકાવટીએ કેસર લેતી, કરી સ્વસ્તિક પાતકમાં ધોતી;
વધાવતીઉજવલફલમોતી,વલતીલલતીગુરૂમુખજોતી. સુ. ૬
કલકંઠવતી મધુરા રાવે, ગુંણવંતી તિહાં ગુંહળી ગાવે;
આ ભવ સોભાગ્ય પણું પાવે, શુભ વીર વચન હઇડે ભાવે.
સુણ સાહેલી જંગમ તીરથ, જોવા ઉભી રહેને;
મુની મુખ જોતાં મન ઉલ્લસે, તન વિકસે આપણ બેને. ૭

૨

(જાત્રીડા જાત્રા નવાણું કરીયે રે. એ દેશી.)

સખી સરસ્વતી ભગવતી માતા રે,કાંઇપ્રણમીજેસુખશાતારે;
કાંઇ વચન સુધારસ દાતા, ગુણવંતા સાંભલો વીર વાણી રે.
કાંઇ મોક્ષ તણી નિશાણી. ગુ૦ ૧ એ આંકણી.
કાંઇ ચોવીશમા જિન રાયા રે, સાથે ચૌદ સહસ મુનિરાયારે;
જેહના સેવે સુરનર પાયા. ગુ૦ કાં૦ ૨
સખી ચતુરંગ ફોજા સાથરે,સખી આવ્યા શ્રેણિક નર નાથરે;
પ્રભુ વંદીને હુઆ સનાથ. ગુ૦ કાં૦ ૩
બહુ સખિયો સંયુત રાણી રે, આવી ચેલણા ગુણ ખાણી રે;
એતો ભામંડલમાં ઉજાણી. ગુ૦ કાં૦ ૪
કરે સાથીયો મોહન વેલ રે, કાંઇ પ્રભુને વધાવે રંગ રેલ રે;
કાંઇ ધોવા કર્મના મેલ. ગુ૦ કાં૦ ૫
બારે પર્ષદા નિસુણે વાણી રે, કાંઇ અમૃતરસ સમ જાણી રે;
કાંઇ વરવા મુક્તિ પટરાણી. ગુ૦ કાં૦ ૬

૩

જીરે જિનવર વચન સોહંકરૂ,
જીરે અવિચલ શાસન વીર રે;
ગુણવંતા ગિરૂઆ, વાણી મીઠી રે માહાવીરતણી.
જીરે પર્ષદા બાર મળી તિહાં,
જીરે અરથ પ્રકાશે ગુણગંભીર રે.
ગુણવંતા ગૌતમ, પ્રશ્ન પૂછે રે માહાવીર આગળે. ૧
જીરે નિગોદ સ્વરૂપ મુજને કહો,
જીરે કેમ એ જીવ વિચાર રે; ગુ૦ વા૦

જીરે મધુર ધ્વનિયે જગગુરૂ કહે,
જીરે કરવા ભવિક ઉપકાર રે. ગુ૦ વા૦ ૨
જીરે રાજ ચઉદ લોક જાણિયે,
જીરે અસંખ્યાતા જોજન કોડાકોડી રે; ગુ૦ વા૦
જીરે જોજન એક એમાં લીજીયે,
જીરે લીજિયે એક એકનો અંશ રે. ગુ૦ વા૦ ૩
જીરે એક નિગોદે જીવ અનંત છે,
જીરે પુદ્ગલ પરમાણુઆ અનંત રે. ગુ૦ વા૦
જીરે એક પ્રદેશે જાણીયે,
જીરે પ્રદેશે વર્ગણા અનંત રે. ગુ૦ વા૦ ૪
જીરે અસંખ્ય ગોળાસંખ્ય છે,
જીરે નિગોદ સંખ્ય ગોળા શેપ રે; ગુ૦ વા૦
જીરે પરમાણુઆ પ્રત્યે ગુણ અનંત છે,
જીરે વરણ ગંધ રસ ફરસ રે. ગુ૦ વા૦ ૫
જીરે લોક સકલમય ઇમ ભર્યો,
જીરે કહે ગૌતમ ધન્ય તુમ જ્ઞાન રે; ગુ૦ વા૦
જીરે એવા ગુરૂને આગળ ગહુંઅળી,
જીરે ફતેશિખર અમૃતશિવ નિશ્રેણી રે. ગુ૦ વા૦ ૬

૪

(આવો હરિ લાસરિયા વાલા. એ દેશી.)

ચાલો સખિ વંદનમે જઇએ, વંદીને પાવન તો થઇયે. ચાલો૦
એ. આંકણી.
માતા ત્રિશલાના જાયા, ધર્મ ધુરંધર કહેવાયા;
ગુણશીલ વનમાંહે આયા. ચાલો૦ ૧

શોભા શી વરણવું બહેની, ત્રિભુવનમાં કીર્ત્તિ જેહની;
બલિહારી જાવું હું એહની. ચાલો૦ ૨
છાજે કેવલ ઠકુરાઇ, સાદિ અનંત ગુણ પાઇ;
ગણધર આગમમાં ગાઇ. ચાલો૦ ૩
સુરકોડી સેવા કરતા, ઓગણીશ અતિશય અનુસરતા;
ભાવે ભવસાયર તરતા. ચાલો૦ ૪
ચૌદ હજાર મુનિ સંગે, ધારૂક ચરણ કરણ રંગે;
શીલ સન્નાહ ધરયાં અંગે. ચાલો૦ ૫
શ્રેણિક ચેલણા સહુ આવે, મુક્તાફલ ભરીને લાવે;
મંગલ આઠ કરી ગાવે. ચાલો૦ ૬
ગાતાં દુઃખ દોહગભાંજે, મંગલ મહિમંગલ કાજે;
ઇમ કહ્યો દીપ કવિરાજે. ચાલો૦ ૭

૫

(વાડીના ભમરા, દ્રાખ મિઠી રે ચાંપાનેરની. એ દેશી.)

જીરે કુમની કહે સુણો કંથજી,
જીરે ફલિયા મનોરથ આજ રે;
નણદીના વીરા ગણધર આવ્યા છે ચાલો વાંદવા.
એ. આંકણી.
જીરે ભવોદધિ પાર ઉતારવા,
જીરે તારણ તરણ જહાજ રે. ન૦ ૧
જીરે ગુણશેલ્યચૈત્ય સમોસરયા,
જીરે વીરતણા છે પટાધાર રે; ન૦
જીરે પાંચશે મુનિ પરિવારછે,
જીરે તીરથના અવતાર રે. ન૦ ૨

જીરે કંચન કામિની પરિહુરયાં,
જીરે પ્રગટયા છે ગુણ વીતરાગ રે; ન૦
જીરે પરિસહુની ફોજને જીતવા,
જીરે કર ધરી ઉપશમખડ્ગ રે. ન૦ ૩
જીરે પ્રવચન માતને પાલતા,
જીરે સમિતિ ગુપ્તિ ધરનાર રે; ન૦
જીરે મેરૂગિરિ સમ મોટકા,
જીરે પંચમહાવ્રત ભાર રે. ન૦ ૪
જીરે સુરપતિ નરપતિ જેહુને,
જીરે દોય કર જોડી હુજુર રે; ન૦
જીરે અમૃતસમી ગુરૂની દેશના,
જીરે પાપ પડલ હોયે દુર રે; ન૦ ૫
જીરે કામિની વચણ રે મીઠડાં,
જીરે વાંધા છે ગુરૂ ગણધાર રે; ન૦
જીરે ગુરૂમુખથી સુણી દેશણા.
જીરે આનંદ અંગ અપાર રે. ન૦ ૬
જીરે મુક્તા ને રયણે વધાવતી,
જીરે ગહુંળી ચિત્ત રસાલ રે; ન૦
જીરે નિજ ભવ સુકૃત સંભારતી,
જીરે જેહુના છે ભાવ વિશાલ રે. ન૦ ૭
જીરે દીપવિજય કવિરાજજી,
જીરે પૃથ્વીનંદન બલિહાર રે; ન૦
જીરે ગૌતમ ગણધર પૂજ્યજી,
જીરે વીરશાસન શણગાર રે. ન૦ ૮

# अथ शांती जिननी आरती.

જય જય આરતી શાંતિ તુમારી,
તોરા ચરણ કમળકા મેં જાઉ બલિહારી. જ૦૧
વિશ્વસેન અચિરાજીકે નંદા, શાંતિનાથ મુખ પૂનમચંદા. જ૦૨
ચાલીસધનુષ્યસોવનમયકાયા, મૃગલંછન પ્રભુચરણસુહાયા.જ૦૩
ચક્રવર્તી પ્રભુ પાંચમા સોહે, સોળમા જિનવરજગસહુ મોહે.જ૦૪
મંગળ આરતી તોરી કીજે, જન્મ જન્મનો લાહો લીજે.જ૦૫
કરજોડી સેવક ગુણ ગાવે, સો નર નારી અમરપદ પાવે.જ૦૬

# अथ मंगळ चार.

ચારો મંગળ ચાર, આજ મહારે ચારો મંગળ ચાર;
દેખ્યો દરસ સરસ જીનજીકો, શોભા સુંદર સાર. આજ૦૧
છિનું છિનું છિનું મન મોહન ચરચો, ઘસી કેસર ઘનસાર.આજ૦૨
વિવિધ જાતીકે પુષ્પ મંગાવો, મોઘર લાલ ગુલાલ. આજ૦૩
ધુપ ઉખેવોને કરો આરતી, મુખ બોલો જયકાર. આજ૦૪
હર્ષ ધરી આદીશ્વર પુજો, ચૌમુખ પ્રતિમા ચાર. આજ૦૫
હૈયે ધરી ભાવ ભાવના ભાવો, જિમ પામો ભવ પાર.આજ૦૬
સકળચંદ સેવક જિનજીકો, આનંદઘન ઉપગાર. આજ૦૭

# ओच्छव.

ઓચ્છવ રંગ વધામણાં, પ્રભુ પાસને નામે;
કલ્યાણક ઓચ્છવ કીયો, ચડતે પરીણામે.
સતવર્ષ આયુ જીવીને, અક્ષય સુખ સ્વામી;
તુમ પદ સેવા ભકિતમાં, નહીં રાખું ખામી.
સાચીરે ભકિત સાહેબા, રીઝો એક વેળા;
શ્રી શુભવિર હોવે સદા, મન વંછીત મેળા.